ॐ

# સાંખ્ય સંજીવની

(ઈશ્વરકૃષ્ણની સાંખ્યકારિકા-વાક્યાર્થ-સાધનભાષ્ય)




ભાષ્યકાર:

પ્રા. નલિન મ. ભટ્ટ

ભવન્સ કૉલેજ

ચોપાટી-મુંબઈ ૭





સંપાદિકાઓ:

શ્રી માલતી આર. શ્રોફ

શ્રી શાન્તા દેસાઈ

સહતંત્રીઓ : ગીતાબંધુ

પ્રકાશક :
ઈન્દુમતી આર. શાહ
વ્યવસ્થાપક : ગીતાબંધુ
ગીતાબંધુ કાર્યાલય
૨૪, પારિજાત
૯૫, મરીનડ્રાઈવ
મુંબઈ ૨

*

કિંમત રૂ. ૧=૫૦ ન.પૈસા

*

સંપાદિકાઓ :
શ્રી માલતી શ્રોફ
શ્રી શાન્તા દેસાઈ
સહતંત્રીઓ - ગીતાબંધુ

*

સંવત ૨
સન ૧૯૫૮

*

મુદ્રક :
ચન્દુભાઈ ભ. બલસારા
નટવર પ્રિન્ટીંગ પ્રેસ
સ્ટેશનરોડ–બીલીમોરા
( ફોન નં. ૪૧૧ )

# વિશેષ વક્તવ્ય

## (૧) વિષય પ્રવેશ:

**સાચા** સુખની ખોજ માટે ભારતે યુગ યુગની સાધનાઓ આદરી છે. એના નિષ્ણાતોએ સાચા સુખની ખોજ માટે આત્મબલિદાન આપ્યાં છે. હજારો અનામી અધ્યાત્મયોગીની ફનાગીરી અને દીર્ઘ તપસ્વિતા એ સુખની ખોજમાં ખર્ચાયાં છે અને એ દ્રષ્ટિથી પ્રશાન્ત તાપથી ભરપૂર જિંદગીની એ શોધ વ્યર્થ ગઈ નથી. એમની એ શોધના આધારે આજે તો ભારતવર્ષ છાતી ઠોકીને કહી શકે છે કે वेदाहमेत पुरुष महान्त आदित्यवर्ण तमस परस्तात्। तमेव विदित्वा अति मृत्युमेति, नान्य पन्था विद्यते अयनाय। જ્યાં લગી મોત છે ત્યાં લગી સુખ ટકે નહીં. અમૃતની પ્રાપ્તિમાં જ સુખ હોઈ શકે. સાચું સુખ અમરત્વમાં એટલે કે આપણામાં રહેલા અમરત્વને શોધી કાઢવામાં—આપણા સ્વરૂપભૂત સુખને શોધી કાઢવામાં છે. સ્વની શોધ અને પ્રાપ્તિમાં સમસ્ત દુઃખોની ઇતિશ્રી અને સમસ્ત સુખની અથશ્રી છે. એ 'સ્વ'ને જોઈએ તો આ ક્ષણે મેળવી અનન્ત સુખના હકદાર થવું, અગર તો કરોડો વરસ રહીને એને મેળવીએ અને વચલા ગાળામાં અનન્ત યાતનાઓમાં અટવાવું એ આપણી મુનસફીની વાત છે. સાંખ્ય શાસ્ત્ર ત્રણે પ્રકારનાં દુઃખોની એકાન્ત અને અત્યન્ત નિવૃત્તિપૂર્વક—ભૂમાનંદ સુધીનાં તમામ સુખોની પ્રાપ્તિ માટે પ્રતિજ્ઞાપૂર્વક બાંહેધરી આપે છે અને એનો એ દાવો [illegible] અને સાચો છે. સમ્યક્ દર્શનની એ જ તો ખૂબી છે કે એના સ્ફુરણની પળે જ એ આત્માને સુખસમુદ્રમાં સુસ્નાત કરી મૂકે છે. આ શાસ્ત્રની પહેલી બે કારિકાઓ શાસ્ત્રારંભને સમર્થિત કરતાં એક અતિ અગત્યનો વિચાર આપણને વારસામાં આપે છે. માનવની ચિંતનસમૃદ્ધિમાં એ રત્ન જેવો મહા કિંમતી વિચાર છે. તો એ વિચાર શો?

## (૨) સાધનશુદ્ધિ ઉપર ભાર

સાધનનો પ્રશ્ન જ અંતે સાધ્યરૂપે બનતો હોઈને, આ દેશના ભૂતકાલીન ચિંતકોએ સાધનની શુદ્ધિ ઉપર જ અતિભાર મૂક્યો છે અને એ યોગ્ય જ છે. વધુનું વધુ સુખ, થોડાનું ઘણું સુખ, ઘણાનું થોડું સુખ કે થોડાનું થોડું સુખ વગેરે વિચારવિકલ્પો મૂળમાં નાપાયાદાર—પોલા અને મોળા છે. ખરી રીતે તો સૌના સૌ સુખની જ વ્યાખ્યા અને ધર્મ હોય. સૌને સૌ પ્રકારનું સુખ સહજ થાય એ રીતે વ્યક્તિ અને સમષ્ટિના જીવનની ગૂંથણી અને વ્યવસ્થામાં જ માનવની સત્યનિષ્ઠ અને ન્યાયી બુદ્ધિનો વિજયલેખ લેખાય અને આથી જ આ

પ્રકાશક :
ઇન્દુમતી આર. શાહ
વ્યવસ્થાપક : ગીતાબંધુ
ગીતાબંધુ કાર્યાલય
૨૪, પાન્નિતન
૯૫, મરીનડ્રાઈવ
મુંબઈ ૨

*

કિંમત રૂ. ૧=૫૦ ન.પૈસા

*

સંપાદિકાઓ :
શ્રી માલતી શ્રોફ
શ્રી શાન્તા દેસાઈ
સહતંત્રીઓ : ગીતાબંધુ

*

સંવત ૨
સન ૧૯૫૯

*

મુદ્રક :
શંભુભાઈ ભ. બલસારા
નટવર પ્રિન્ટીંગ પ્રેસ
સ્ટેશનરોડ—બીલીમોરા
(ફોન નં. ૪૧૧)

(૨) પ્રકૃતિ વિકૃતિ (૩) વિકૃતિ (૪) પુરુષ—ન તો પ્રકૃતિ કે ન તો વિકૃતિ આ છે તે પદાર્થોનાં પારિભાષિક નામો.

## (૪) પ્રમાણ ચર્ચા (૪–૮)

અને શાસ્ત્રીય ચર્ચા તો પ્રમાણપૂર્વક જ હોઈ શકે આથી પ્રકૃતિ વગેરે ચાર પ્રમેય પદાર્થોની સિદ્ધિ માટે શાસ્ત્રકાર પ્રમાણ પ્રકરણ આરંભે છે પ્રમેયસિદ્ધિ પ્રમાણાદ્ધિ કહીને ચર્ચાને પ્રામાણિક કરી મૂકે છે પ્રત્યક્ષ, અનુમાન અને શાસ્ત્ર આ ત્રણ પ્રમાણો જ સાંખ્યને ઇષ્ટ છે એ ત્રણથી જ એનો કાર્યભાર ચાલી શકે છે પ્રમાણોની ખૂબ બારીક ચર્ચા શાસ્ત્રમા કરવામા આવે છે કારણ કે તેના ઉપર જ પ્રમેયનો અને જીવનની પ્રવૃત્તિ નિવૃત્તિનો અને આખરે જીવનસિદ્ધિનો આધાર છે અને આથી પ્રમાણો—જ્ઞાનના સાધનો—અવિશુદ્ધ જ હોવા ઘટે તેનો જો દોષ રહી જાય તો જીવન પણ તેનુ ડહોળાઈ રહી જાય. આથી સત્યના ગરજુએ પ્રમાણ પ્રકરણને હૃદ્‌ગત કરવુ ઘટે ૪–૫ કારિકામા પ્રમાણોની બારીક ચર્ચા કરી, છઠ્ઠી કારિકામા કયા પ્રમાણથી કયો પદાર્થ સિદ્ધ થાય છે તે બતાવી, સાતમી કારિકામાં લગભગ નવ કારણો દ્વારા પદાર્થો હોય છતા પ્રત્યક્ષની પકડમા આવતા નથી એમ બતાવી, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ પદાર્થો અનુમાન અગર તો શાસ્ત્ર પ્રમાણથી સિદ્ધ થાય છે એમ બુદ્ધિપૂર્વક રજૂ કરે છે પ્રત્યક્ષમાની માનસનો એ રીતે સુંદર પડકાર કરી—તેને નિરુત્તર કરી, સૂક્ષ્મતમ વિચારસરણીની સમર્થ વકીલાત કરે છે પ્રકૃતિ પુરુષ વગેરે સૂક્ષ્મતમ પદાર્થો તેમની સૂક્ષ્મતાને લઈને પ્રત્યક્ષની પકડમા આવતા નથી, નહીં કે તેમનો અભાવ છે માટે પકડમા આવતા નથી—એમ સિદ્ધ કરી સાંખ્યશાસ્ત્રની વિશેષતારૂપ સત્કાર્યવાદને માટે ચારુભૂમિકા તૈયાર કરે છે

## (૪) સત્કાર્યવાદ (૯)

આ વાદ સાંખ્યાચાર્યોની જગતને એક અનોખી અને બહ્વર્થ ભેટ છે પ્રાતિભ વિચારસરણિનુ એ એક અનર્ઘ્ય રત્ન છે એ વાદ વિશ્વની નિગૂઢ યોજનાના અનેક રહસ્યોને સ્પષ્ટ કરે છે શાસ્ત્રીય બારીકીમા ન પડતા ફક્ત એનુ વિચારસૌન્દર્ય તેટલુ પણ ઉપરછલ્લી નજરે જોઈએ તો યે મુગ્ધ થવાય એમ છે સત્કાર્યવાદ એટલે તે વાદ કે જે કાર્યની ઉત્પત્તિ પહેલા પણ કારણમા કાર્યની અસ્તિને સિદ્ધ કરે છે જેમ ઉપજ્યા બાદ, તેમ ઉપજ્યા પહેલા પણ, કાર્ય કારણમા વર્તતુ જ હતુ આથી સત્કાર્યવાદ પ્રમાણે ઉત્પત્તિ એટલે માત્ર આવિર્ભાવ નાશ એટલે માત્ર તિરોભાવ આનો સીધો અર્થ એ કે

આ દેશમા ત્યાગમા જ સુખની કલ્પના ઉદ્ભવી છે, પોષાઈ છે અને સિદ્ધ પણ થઈ છે ત્યાગ જ સૌને સૌ પ્રમાણનુ સુખપાન કરી શકે અને એ ત્યાગ આ મનુષ્યનો જ પર્યાય છે આત્માને જોયા-જાણ્યા માણ્યા વિના સાચો ત્યાગ સંભવે જ નહીં, તેના વિના માનવ अद्वेष्टा सर्वभूतानां થઈ શકે જ નહીં, सर्वभूतहितेरत બની શકે જ નહીં! અને न अनुपहत्य भूतानि उपभोग सम्भवतितु નર્યું સત્ય દબાઈ શકે એમ નથી. અને આથી વ્યક્તિ કે સમષ્ટિની સુખની કલ્પના જો ભોગવિદ્ધ હોય તો તે હિંસાવિદ્ધ પણ હોવાની જ અને આથી એ કલ્પના વિચારનિર્દોષ ન જ હોવાની! કોઈને પણ ભોગે સુખ–એ ભારતવર્ષની સાધના જ નથી! એ એની વિચારસરણીને ભાવ્યુ જ નથી. અને આથી ભારતવર્ષ તો એવા સુખની શોધમા પડ્યો છે જેમા આને આને પણ મોટુ સુખ કે જીવન કોચવાતુ ન હોય–જેમા મૃદુતમ પણ પરપીડન ન હોય અને આથી દુઃખને દૂર કરી સુખ માણવાના પ્રત્યક્ષ ઉપાયોને એણે ઝાઝી મંજૂરી નથી જ આપી. ઊલટા એવા ઉપાયોને અવમાન્યા છે એટલુ જ નહીં એની ભૂતદર્શન પ્રતિભા એથી પણ આગળ ગઈ છે એણે સ્વર્ગીય સુખમા પણ ઉપાય ઉપેયની દૃષ્ટિએ=સાધન સાધ્યની દૃષ્ટિએ મલિનતા જ જોઈ છે એણે તો दृष्टवदानुश्रविक–આદિના ટૂંક બોલમા સ્વર્ગીય સુખ સાધનોનો પણ ઇન્કાર કર્યો છે યજ્ઞયાગાદિ વૈદિક ઉપાયોનો પણ શુદ્ધ સુખના સાધન તરીકે નિષેધ જ કર્યો છે અર્થાત્ જ જો શુદ્ધ સુખ જોઈતુ હોય તો સાધન પણ શુદ્ધ જ હોવુ જોઈએ. મેલા સાધને શુદ્ધ સુખ મળે જ નહીં –આ એનો નિદિધ્યાસન છે અને આ એક જ વિચારે એણે સાધનોની મલિનતા માત્રનો નિષેધ કરી દીધો છે શુ વ્યક્તિ કે શુ માનવસમાજ–મેલા સાધનો દ્વારા શાશ્વત સુખ મેળવવા મથતા હોય તો તે ભીંત ભૂલ્યા છે–એવી એની સુસ્પષ્ટ ચેતવણી છે અને આથી ભારતવર્ષે શુદ્ધ સુખની પ્રાપ્તિ વિવેકમા જ પેખી. વિવેક દ્વારા એણે શુદ્ધ અનન્ત–નિરતિશય સુખ જોયુ, મેળવ્યુ માણ્યુ અને જગત સમક્ષ પોતાનો અનુભવ રજૂ કર્યો એ વિવેકી શોધનુ પરિણામ તે જ સાખ્ય શાસ્ત્ર. માનવ વિવેકી પ્રાણી છે–આ આખુ સાખ્યશાસ્ત્રે સિદ્ધ કરી છે અને આથી પ્રથારંભે જ શાસ્ત્રકારે સાધનશુદ્ધિ ઉપર જ પોતાના વિચાર–વિનિયોગના મંડાણ માડ્યા છે व्यक्ताव्यक्तज्ञविज्ञानात् કહીને એણે એ જ વાત સૌને માટે સિદ્ધ કરી છે

(૩) ઉદ્દેશ (મૂ ૩)

સાધનશુદ્ધિ ઉપર યોગ્ય ભાર મૂકી શાસ્ત્રકાર શાસ્ત્રમા ચર્ચના પદાર્થોને ચાર વિભાગમા વહેંચી તેમનુ નામ કરણ કરે છે, તે પદાર્થો તે (૧) પ્રકૃતિ

(૨) પ્રકૃતિ વિકૃતિ (૩) વિકૃતિ (૪) પુરુષ—ન તો પ્રકૃતિ કે ન તો વિકૃતિ. આ છે તે પદાર્થોનાં પારિભાષિક નામો.

## (૪) પ્રમાણ ચર્ચા (૪–૮)

અને શાસ્ત્રીય ચર્ચા તો પ્રમાણપૂર્વક જ હોઈ શકે આથી પ્રકૃતિ વગેરે ચાર પ્રમેય પદાર્થોની સિદ્ધિ માટે શાસ્ત્રકાર પ્રમાણ પ્રકરણ આરંભે છે. પ્રમેયસિદ્ધિઃ પ્રમાણાદ્ધિ કહીને ચર્ચાને પ્રામાણિક કરી મૂકે છે. પ્રત્યક્ષ, અનુમાન અને શા . આ ત્રણ પ્રમાણો જ સાંખ્યને ઇષ્ટ છે. એ ત્રણથી જ એનો કાર્યભાર ચાલી શકે છે. પ્રમાણોની ખૂબ બારીક ચર્ચા શાસ્ત્રમાં કરવામાં આવે છે. કારણ કે તેના ઉપર જ પ્રમેયનો અને જીવનની પ્રવૃત્તિ નિવૃત્તિનો અને આખરે જીવનસિદ્ધિનો આધાર છે. અને આથી પ્રમાણો—જ્ઞાનનાં સાધનો—અતિશુદ્ધ જ હોવાં ઘટે. તેનો જો દોષ રહી જાય તો જીવન પણ તેટલું એબ(?) રહી જાય. આથી સત્યના ગરજુએ પ્રમાણ પ્રકરણને હૃદ્ગત કરવું ઘટે. ૪–૫ કારિકામાં પ્રમાણોની બારીક ચર્ચા કરી, છઠ્ઠી કારિકામાં ક્યા પ્રમાણથી કયો પદાર્થ સિદ્ધ થાય છે તે બતાવી, સાતમી કારિકામાં લગભગ નવ કારણો દ્વારા પદાર્થો હોય છતાં પ્રત્યક્ષની પકડમાં આવતા નથી એમ બતાવી, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ પદાર્થો અનુમાન અગર તો શાસ્ત્ર પ્રમાણથી સિદ્ધ થાય છે એમ બુદ્ધિપૂર્વક રજૂ કરે છે. પ્રત્યક્ષમાની માનસનો એ રીતે સુંદર પડકાર કરી—તેને નિરુત્તર કરી, સૂક્ષ્મતમ વિચારસરણીની સમર્થ વકીલાત કરે છે. પ્રકૃતિ પુરુષ વગેરે સૂક્ષ્મતમ પદાર્થો તેમની સૂક્ષ્મતાને લઈને પ્રત્યક્ષની પકડમાં આવતા નથી, નહીં કે તેમનો અભાવ છે માટે પકડમાં આવતા નથી—એમ સિદ્ધ કરી સાંખ્યશાસ્ત્રની વિશેષતારૂપ સત્કાર્યવાદને માટે ચારુભૂમિકા તૈયાર કરે છે.

## (૪) સત્કાર્યવાદ (૯)

આ વાદ સાંખ્યાચાર્યોની જગતને એક અનોખી અને બહુમૂલ્ય ભેટ છે. પ્રાતિભ વિચારસરણિનું એ એક અનર્ઘ્ય રત્ન છે. એ વાદ વિશ્વની નિગૂઢ યોજનાનાં અનેક રહસ્યોને સ્પષ્ટ કરે છે. શાસ્ત્રીય આંટીઘૂંટીમાં ન પડતાં ફક્ત એનું વિચારસૌન્દર્ય તેટલું પણ ઉપરછલી નજરે જોઈશું તો યે મુગ્ધ થવાય એમ છે સત્કાર્યવાદ એટલે તે વાદ કે જે કાર્યની ઉત્પત્તિ પહેલાં પણ કારણમાં કાર્યની અસ્તિને સિદ્ધ કરે છે. જેમ ઉપજ્યા બાદ, તેમ ઉપજ્યા પહેલાં પણ, કાર્ય કારણમાં વર્તતું જ હતું. આથી સત્કાર્યવાદ પ્રમાણે ઉત્પત્તિ એટલે માત્ર આવિર્ભાવ. નાશ એટલે માત્ર તિરોભાવ. આનો સીધો અર્થ એ કે જીવન પણ

અનત અને મોત પણ અનન્ત. જીવન એટલે આવિર્ભાવ અને મોત એટલે આવિષ્કૃતનુ જ પુન આવિષ્કાર માટે તિરોધાન જગતમા કશુ નવુ પેદા થતુ નથી કશુ નાશ પામતુ નથી. પ્રકૃતિની ઇશ્વરેચ્છાનુસાર અખડપણે પરિણામલીલા ચાલ્યા જ કરે છે પ્રકૃતિ ત્યા સુધી વ્યક્તિ આગળથી તેના નાચ બધ કરતી નથી જ્યા સુધી વ્યક્તિ કૃતાર્થ ન બને. કૃતાર્થ એટલે ભોગ અને મોક્ષસપન્ન! પ્રકૃતિની આ ક્ષણપરિણામી લીલા ઉપરથી તેના અધિષ્ઠાતા પરમાત્માની ચેતન ચાતુરી અને લીલાચાતુરી, અનવગાહ્ય પ્રતિભાચાતુરી અને અનન્તશક્તિ-ચાતુરીનો સ્હેજે ખ્યાલ આવી જાય છે "लोकवत्तुलीलाकैवल्यम्"નુ બ્રહ્મસૂત્ર દર્શન તેને લાવતા વાર નહીં લાગે, જેને સત્કાર્યમા ગમ પડે! વિસ્તારથી વિવેચન તો મૂળ ગ્રથમા આપ્યુ જ છે અહીં તો એ વિચારનો પ્રકર્ષ ક્યા જઇને થભે છે તે બતાવવા પૂરતુ જ ચાચ્ય છે

## (૬) તત્ત્વ-વિવેક અને અવ્યક્ત-સિદ્ધિ (૧૦-૧૬)

અને સત્કાર્યવાદને આધારે પ્રકૃતિની સિદ્ધિ કરી, ૮ અને ૯ કારિકામા, પ્રકૃતિ, વિકૃતિ અને પુરુષની વચ્ચેના સાધર્મ્ય અને વૈધર્મ્યનો, વિવેકની શુદ્ધિ માટે શાસ્ત્રકારે ઉલ્લેખ કર્યો છે જીવન એ છેવટે તો વિવેકોની જ રમત છે ને? આ કારિકામા આવેલા વિશેષણોની ધ્યાનમય વિચારણા કરવાથી પરસ્પર તત્ત્વોનો વિવેક સ્પષ્ટ થાય છે ૧૦-૧૧ કારિકામા આ વિવેકની રૂપરેખા આપી ૧૨-૧૩ કારિકામા ત્રિગુણના લક્ષણો વગેરે બતાવી ૧૪-૧૫-૧૬ કારિકાઓમા પ્રકૃતિની અવ્યક્ત અવસ્થાને પણ હેતુપૂર્વક શાસ્ત્રકાર સિદ્ધ કરી બતાવે છે

## (૭) પુરુષ-સિદ્ધિ (૧૭-૧૯)

પ્રકૃતિ-અવ્યક્તની સિદ્ધિ બાદ સાખ્યશાસ્ત્ર એક અતિ અગત્યની શોધ અર્પે છે અને તે પુરુષ-આત્માને લગતી सघातपरार्थत्वात् વગેરે પાચ હેતુઓ દ્વારા પ્રકૃતિથી પર આત્મા છે એમ સિદ્ધ કરે છે પ્રકૃતિથી ભિન્ન પુરુષ છે એમ જો સમજાય તો આધ્યાત્મિક જીવનનો એક બહુ મોટો ગઢ સર થયેલો ગણાય આત્મા છે અને તે મુક્ત જ છે તેની મુક્તિ અમસ્તી તેટલી લેવાની વાર છે આ બાકીનુ તો સરળ થઈ જાય.

આ ઉપરાત વ્યક્તિદીઠ આત્મા જુદો છે એમ ખૂબ જ સમજી દલીલો દ્વારા શાસ્ત્રકાર સિદ્ધ કરે છે આત્મા અનેક છે એમ સાખ્યશાસ્ત્ર કહે છે આત્મા એક છે એમ વેદાન્ત કહે છે સાચુ પૂછો તો આત્માની અનેકતા ઉપર જ

અનંત અને મોત પણ અનન્ત. જીવન એટલે આવિષ્કાર અને મોત એટલે આવિષ્કૃતનું જ પુનઃ આવિષ્કાર માટે તિરોધાન. જગતમાં કશું નવું પેદા થતું નથી. કશું નાશ પામતું નથી. પ્રકૃતિની ઇશ્વરેચ્છાનુસાર અખંડપણે પરિણામલીલા ચાલ્યા જ કરે છે. પ્રકૃતિ ત્યાં સુધી વ્યક્તિ આગળથી તેના નાચ બંધ કરતી નથી જ્યાં સુધી વ્યક્તિ કૃતાર્થ ન બને. કૃતાર્થ એટલે ભોગ અને મોક્ષસંપન્ન! પ્રકૃતિની આ ક્ષણપરિણામી લીલા ઉપરથી તેના અધિષ્ઠાતા પરમાત્માની ચેતન ચાતુરી અને લીલાચાતુરી, અનવગાહ્ય પ્રતિભાચાતુરી અને અનન્તશક્તિ-ચાતુરીનો સ્હેજે ખ્યાલ આવી જાય છે. "લોકવત્તુ લીલાકૈવલ્યમ્"નું બ્રહ્મસૂત્ર દર્શન તેને લાધતાં વાર નહીં લાગે, જેને સત્કાર્યમાં ગમ પડે! વિસ્તારથી વિવેચન તો મૂળ ગ્રંથમાં આપ્યું જ છે. અહીં તો એ વિચારનો પ્રકર્ષ ક્યાં જઇને થંભે છે તે બતાવવા પૂરતું જ ચાંચલ્ય છે.

## (૬) તત્ત્વ-વિવેક અને અવ્યક્ત-સિદ્ધિ (૧૦-૧૬)

અને સત્કાર્યવાદને આધારે પ્રકૃતિની સિદ્ધિ કરી, ૮ અને ૯ કારિકામાં, પ્રકૃતિ, વિકૃતિ અને પુરુષની વચ્ચેનાં સાધર્મ્ય અને વૈધર્મ્યના, વિવેકની શુદ્ધિ માટે, શાસ્ત્રકારે ઉલ્લેખ કર્યો છે. જીવન એ છેવટે તો વિશેષણોની જ રમત છે ને? આ કારિકામાં આવેલાં વિશેષણોની ધ્યાનમય વિચારણા કરવાથી પરસ્પર તત્ત્વોનો વિવેક સ્પષ્ટ થાય છે. ૧૦-૧૧ કારિકામાં આ વિવેકની રૂપરેખા આપી ૧૨-૧૩ કારિકામાં ત્રિગુણનાં લક્ષણો વગેરે બતાવી ૧૪-૧૫-૧૬ કારિકાઓમાં પ્રકૃતિની અવ્યક્ત અવસ્થાને પણ હેતુપૂર્વક શાસ્ત્રકાર સિદ્ધ કરી બતાવે છે.

## (૭) પુરુષ-સિદ્ધિ (૧૭-૧૯)

પ્રકૃતિ-અવ્યક્તની સિદ્ધિ બાદ સાંખ્યશાસ્ત્ર એક અતિ અગત્યની શોધ અર્પે છે. અને તે પુરુષ-આત્માને લગતી સંઘાતપરાર્થત્વાત્ વગેરે પાંચ હેતુઓ દ્વારા પ્રકૃતિથી પર આત્મા છે એમ સિદ્ધ કરે છે. પ્રકૃતિથી ભિન્ન પુરુષ છે એમ જો સમજાય તો આધ્યાત્મિક જીવનનો એક બહુ મોટો ગઢ સર થયેલો ગણાય. આત્મા છે અને તે મુક્ત જ છે. તેની મુક્તિ સમજી લેવાની વાર છે. આ બધીય વાતો સરળ થઈ જાય.

આ ઉપરાંત વ્યક્તિદીઠ આત્મા જુદો છે એમ ખૂબ જ સબળ દલીલો દ્વારા શાસ્ત્રકાર સિદ્ધ કરે છે. આત્મા અનેક છે એમ સાંખ્યશાસ્ત્ર કહે છે. આત્મા એક છે એમ વેદાન્ત કહે છે. સાચું પૂછો તો આત્માની અનેકતા ઉપર જ

## (૧૩) પ્રકૃતિની ઉપકારકતા (૫૬–૬૧)

સાંખ્યશાસ્ત્ર એટલું કૃતજ્ઞ છે કે તે પ્રકૃતિની ઉપકારકતા કાવ્યમય રીતે વર્ણવતાં થાકતું નથી પ્રકૃતિ નિઃસ્વાર્થભાવે પરાર્થે વર્તે છે અને પરાર્થે વર્તે તેનાથી મોટું કોણ? મૂળમાં જ આ કારિકાઓ હૃદયંગમ વ્યંગ્યથી ભરપૂર છે

## (૧૪) તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ (૬૨–૬૮)

છેવટે ઉપરની કારિકાઓના તત્ત્વજ્ઞાનનું સ્વરૂપ વર્ણવતાં મૂળમાં કરેલી પ્રતિજ્ઞા—એટલે કે તત્ત્વજ્ઞાનમાં જ સાચું સુખ છુપાયું છે—તેને સિદ્ધ કરે છે કૈવલ્ય જ એક એવી સ્થિતિ છે જેને માટે વિવેકી માનવે પ્રયત્ન કરવો ઘટે અને "વિવેકી એટલું એક વિશેષણ ન મળે તો માનવ પણ એક પ્રાણી જ છે

## (૧૫) ગ્રંથોપસંહાર (૭૦–૭૨)

ઉપની કારિકામાં આચાર્ય પરંપરાનો નિર્દેશ કરી ગ્રંથનો ઉપસંહાર કરવામાં આવ્યો છે

એક વાત સૌ નોંધે. સાંખ્ય અને યોગશાસ્ત્રના તલસ્પર્શી જ્ઞાન વિના ભારતીય પ્રતિભાની ગૂઢાણી-સ્થિતા–સર્વભૂત-સ્થિતા–સર્વભૂતહિતૈષીતા મંગલમયતા અને શ્રેયનિષ્ઠા નહીં સમજાય। ભારતભૂમિમાં જન્મવાનો સૌથી શ્રેષ્ઠ લાભ એ છે કે અહીં સાંખ્યયોગ વગેરે શાસ્ત્રો છે એ શાસ્ત્રોની મહત્તા તો ઈશ્વરની કૃપા હશે તેને જ સમજાશે.

આ શાસ્ત્રનો સૌ અભ્યાસ કરો અને—

सर्वेऽत्र सुखिन सन्तु सर्वे सन्तु निरामया
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित् दु खमाप्नुयात्

એ પ્રાર્થના સૌ કરો—

—શ્રી નલિન મ. ભટ્ટ

એની પણ આગળ અજાતિવાદ સદ્જાયગ્રે જ ફરે છે અને 'આથી જ્યાં સાંખ્ય અટકે છે ત્યાંથી જ વેદાન્તી આગળ તાંતણો લંબાવી છેવટે બ્રહ્માદ્વૈત ઉપર પહોંચે છે. આથી સાંખ્ય જ વેદાન્તના પાયામાં છે. જગદ્ગુરુ શંકરાચાર્ય જેવા કુશાગ્ર બુદ્ધિ દ્વૈપિપુરુષને પણ સાંખ્યની વિચારસરણી તોડતાં હાંફ ચડી જાય છે.

## (૯) સૃષ્ટિક્રમ અને વિકૃતિઓનાં લક્ષણ (૨૨–૩૬)

પ્રકૃતિ અને પુરુષના આવિવેક સંયોગમાં સૃષ્ટિની ક્રમિક ઉત્પત્તિ–બુદ્ધિ–અહંકાર–પંચતન્માત્રાઓ–અગીઆર ઇન્દ્રિયો અને પંચમહાભૂતોની અનુલોમ સૃષ્ટિ બતાવી પ્રત્યેકનાં લક્ષણ આપી તેમની પ્રવૃત્તિનું નિરૂપણ આપ્યું છે.

## (૧૦) બુદ્ધિની સહેતુક સર્વોપરિતા (૩૬–૩૭)

ઉપલાં બધાંય તત્ત્વોમાં બુદ્ધિ જ જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ છે. કેમકે પુરુષને ભોગ અને અપવર્ગનો રસથાળ તે જ સાક્ષાત્ સમર્પે છે! પહેલાં ભોગ અને પછી મોક્ષ–બન્ને બુદ્ધિ જ અર્પે છે. અને આથી એની શુદ્ધિ ઉપર અત્યંત ભાર મૂકવામાં આવ્યો છે. ગાયત્રી મંત્રને સર્વશ્રેષ્ઠ મંત્ર ઠેરવનારી ભારતીય પ્રતિભા પાછળ પણ આ જ દૃષ્ટિ છે. બુદ્ધિ શુદ્ધ થઇ એટલે પુરુષ પ્રયત્ન પૂરો થયો પછી ઇશ્વરીય કૃપાનો પ્રદેશ શરુ થાય છે. અને ઇશ્વર તેની ફરજમાંથી કદી ચૂકતો નથી. યોગગર્ભા બુદ્ધિ ભોગરહિત થતાં મોક્ષપ્રવણ બને છે. આથી બુદ્ધિશુદ્ધિની કિંમત શાણો માંડીને વર્તે.

## (૧૧) તન્માત્રા–સૃષ્ટિ અને લિંગ શરીર (૩૮–૪૬)

બુદ્ધિની શ્રેષ્ઠતા સમજાવી, આ શાસ્ત્ર તન્માત્રાઓનાં સ્વરૂપની સમજ આપી, સ્થૂલ શરીરની ઉત્પત્તિ વર્ણવી, સૂક્ષ્મ શરીરનું યથાર્થ વર્ણન કરે છે. આ લિંગ શરીર જ સંસારનું અદૃશ્ય કારભારી છે. આત્માને એ જ માયાની ધુમરી ખવરાવે છે લિંગ શરીરનું કારણ છે કારણ શરીર. એટલે કે મૂળ અજ્ઞાન. આથી કારણ શરીર મરતાં–લિંગ શરીર નિર્જીવ બને છે અને પરિણામે સ્થૂલ શરીરની આવક બંધ થાય છે.

## (૧૨) પ્રત્યય સર્ગ (૪૬–૫૫)

ઉપર કારણ શરીર કહ્યું છે, એ કારણ શરીરની સર્જક ધાતુ છે અજ્ઞાન. એના પ્રત્યય રૂપે પચાસ ભેદ થાય છે. પાંચ ભેદમાં વહેંચાએલી અવિદ્યા, અઠ્ઠાવીસ પ્રકારની અશક્તિ. નવ પ્રકારની તુષ્ટિ અને આઠ પ્રકારની સિદ્ધિ, આમ આ પ્રત્યય સર્ગ પચાસ જાતનો છે.

## (૧૩) પ્રકૃતિની ઉપકારકતા (૫૬-૬૧)

સાખ્યશાસ્ત્ર એટલુ કહેવ છે કે તે પ્રકૃતિની ઉપકારકતા મનમન રીતે વર્ણવતા થાકતુ નથી. પ્રકૃતિ નિસ્વાર્થભાવે પરાર્થે વર્તે છે અને પરાર્થે વર્તે તેનાથી મોટ કોણ? મૂળમા જ આ કારિકાઓ હૃદયગમ વ્યગ્યથી ભરપૂર છે

## (૧૪) તત્ત્વજ્ઞાનનુ સ્વરૂપ (૬૨-૬૮)

છેલ્લે ઉપરની કારિકાઓના તત્વજ્ઞાનનુ સ્વરૂપ વર્ણવતા મૂળમા એની પ્રતિજ્ઞા —એટલે કે તત્વજ્ઞાનમા જ સાચુ સુખ છુપાયુ છે—તેને સિદ્ધ કરે છે કેવળ જ એક એવી સ્થિતિ છે જેને માટે વિવેકી માનવે પ્રયત્ન કરવો ઘટે અને "વિવેકી" એવુ એક વિશેષણ ન મળે તો માનવ પણ એક પ્રાણી જ છે

## (૧૫) ગ્રંથોપસહાર (૭૦-૭૨)

ઉપરની કારિકામા આચાર્ય પરંપરાનો નિર્દેશ કરી ગ્રથનો ઉપસહાર કરવામા આવ્યો છે

એક વાત સૌ નોધે. સાખ્ય અને યોગશાસ્ત્રના તલસ્પર્શી જ્ઞાન વિના ભારતીય પ્રતિભાની ગૂથણી હિતૈષા—સર્વભૂત હિતૈષા—સર્વભૂતહિતેરતીના મગનમનના અને ધ્યેયનિષ્ઠા નહીં સમજાય! ભારતભૂમિમા જન્મવાનો સૌથી શ્રેષ્ઠ લાભ એ છે કે અહીં સાખ્યયોગ વગેરે શાસ્ત્રો છે એ શાસ્ત્રોની મહાનતા તો ઈશ્વરની કૃપા હશે તેને જ સમજાશે

આ શાસ્ત્રનો સૌ અભ્યાસ કરો અને

सर्वेऽत्र सुखिन सन्तु सर्वे सन्तु निरामया
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित् दु खमाप्नुयात्

એ પ્રાર્થના સૌ કરો—

—શ્રી નવિન મ ભટ્ટ

# શુદ્ધિ પત્રક

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૩ | ૨૯ | સિદ્ધાન્ત | સિદ્ધાન્તી |
| ૪ | ૧૮ | " | " |
| ૧૦ | ૪ | પ્રેમીયતે | પ્રમીયતે |
| ૧૧ | ૧૫ | સિનજરૂરી તો | જરૂરીને |
| ૧૨ | ૨૫ | વિવિન્વન્તિ | વિવિન્વન્તિ |
| ૧૨ | ૨૭ | વિષયો પૃથ્વી... | વિષયો એટલે પૃથ્વી... |
| ૧૩ | ૬ | કે સન્નિકૃષ્ટં | કે પદાર્થ સન્નિકૃષ્ટં |
| ૧૪ | ૧૬ | ઇન્દ્રિયોએ અર્થોના | ઇન્દ્રિયો અને અર્થના |
| ૧૯ | ૧ | પ્રમેય પ્રધાનશાસ્ત્ર | પ્રમેય પ્રધાન શાસ્ત્ર |
| ૨૦ | ૨ | આગળ | આગમ |
| ૨૫ | ૮ | નિરાશ | નિરાસ |
| ૨૮ | ૨૨ | અનિત્ય | અનિત્યં |
| ૨૮ | ૨૩ | પરર્તંત્ર | પરર્તંત્ર |
| ૨૯ | ૨૧ | વ્યાપી | વ્યાપ્ત |
| ૩૨ | ૩ | ગાહ્ય | ગ્રાહ્ય |
| ૩૩ | ૪ | મીઠાં | માઠાં |
| ૩૪ | ૮ | સર્વાર્થં | સર્વાર્થં |
| ૩૫ | ૨૪ | જનનવૃત્તિય. | જનનવૃત્તય. |
| ૩૬ | ૭ | ત્યાં જડની | ત્યાં ન જ |
| ૩૭ | ૨ | ચિત્તમ | ચિત્તમાં |
| ૩૭ | ૫ | જે | જેમ |
| ૩૭ | ૬ | સક્રિય | અક્રિય |
| ૩૭ | ૩૧ | પોષક | પોષણ |
| ૪૦ | ૨ | વવેકી | વિવેકી |
| ૪૨ | ૨૧ | પાડવાના | પામવાના |
| ૪૨ | ૨૮–૨૯–૩૦ | વિષયતા | વિષમતા- |
| ૪૫ | ૮ | ત્રગુણ્યથી | ત્રૈગુણ્યથી |
| ૪૬ | ૨ | વિશ્વની | વિશ્વનું |
| ૪૬ | ૨૯ | દો જુદે | જુદો છે |
| ૪૭ | ૨૭ | ત્રૈગુણ્ય તો | ત્રૈગુણ્યનો |

| પૃષ્ઠ | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૮ | ૨૭ | પુાને | પુદ્ગાને |
| ૪૯ | ૫ | બને | અને |
| ૫૪ | ૧૬ | વગગ | વૈરાગ્ય |
| ૫૬ | ૨૯ | તે | તે વૈરાગ્ય |
| ૫૭ | ૨ | અભિમાને | અભિમાન |
| ૫૮ | ૪ | અને | એ |
| ૫૮ | ૧૪ | मागर्म्यात् | गाधर्म्यात् |
| ૬૦ | ૨૭ | दुष्टे | दृष्टे |
| ૬૨ | ૧ | परमारान्त हेतुवा | परस्परान्तहेतुत्व |
| ૬૨ | ૭ | पुरुयार्थं | पुरुषार्थं |
| ૬૩ | ૧ | ભોગ્ય વર્ગ | ભોગાપવર્ગ |
| ૬૩ | ૬ | તેનું | તેર |
| ૬૩ | ૧૫ | આદ્યર્થ | આશ્ચર્ય |
| ૬૩ | ૨૨ | ઉભર્ગ | ઉભર્ગ |
| ૬૪ | ૯ | ઇન્જોમાં | ઇન્દ્રોમાં |
| ૬૪ | ૧૦ | वाग्मं | वाक्यं |
| ૬૫ | ૫ | बुद्धिन्द्रियाणि | बुद्धीन्द्रियाणि |
| ૬૫ | ૬ | पत्रविषयाणि | पञ्चविषयाणि |
| ૬૫ | ૧૨-૧૬-૨૦ | હરૈ છે | હરે છે |
| ૬૫ | ૨૫ | अवगाहेन | अवगाहते |
| ૬૬ | ૧૦ | पुरुषस्वार्थं | पुरुषस्यार्थं |
| ૬૮ | ૨૯ | निवर्नन्तो | निवर्तन्ते |
| ૬૯ | ૩૦ | અસમ | અસ્મત |
| ૭૦ | ૨૮ | आश्रमकृते | आश्रयभूते |
| ૭૧ | ૮ | આત્મા તો | આત્માનો |
| ૭૩ | ૧૭ | જેમ | જેને |
| ૭૪ | ૧૦ | જ્ઞાનની | જ્ઞાનનો |
| ૭૪ | ૧૮ | वैकल्यात् | वैकल्यात् |
| ૭૪ | ૨૭ | तामिस्रो | तामिस्रो |
| ૭૪ | ૨૨ | सिद्धीनाम् | सिद्धीनाम् |
| ૭૭ | ૧ | ववेकख्यानि | विवेकख्याति |

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
| --- | --- | --- | --- |
| ૭૭ | ૧૪ | વિષયં લક્ષે | વિષય પક્ષે |
| ૭૭ | ૧૬ | હિંસાદિદ્ | હિંસાવિદ્ |
| ૭૭ | ૧૬ | આપ | આમ |
| ૭૮ | ૨ | મુક્તિઓ | મુક્તિઓ |
| ૭૮ | ૭–૮ | સુહૃત | સુહૃત્ |
| ૭૮ | ૧૪ | મોહમાન | મોહમાન |
| ૮૧ | ૨૩ | કરનારનો | કરનાર તો |
| ૮૧ | ૩૦ | સર્વક્ષ્દર્શી | સર્વદર્શી |
| ૮૧ | ૩૧ | અકાટ્ય. | અકાટ્ય |
| ૮૨ | ૭ | નિમિત્તે | નિમિત્તં |
| ૮૨ | ૫ | દેવો | દેવા |
| ૮૨ | ૧૮ | સ્વમહિમાં | સ્વમહિમામાં |
| ૮૨ | ૨૬ | तद्दत् | तद्वत् |
| ૮૨ | ૩૦ | નિવૃત્તિને | નિવૃત્તિ તે |
| ૮૪ | ૧૪ | અંચમો | અંસેાે |
| ૮૫ | ૧૪ | थात्मान् | आत्मानं |
| ૮૫ | ૧૬ | અંગનરૂપે | સાત રૂપે |
| ૮૫ | ૧૯ | જ્ઞાન રૂપે | સાન રૂપે |
| ૮૬ | ૬ | વિશુદ્ધ | વિશુદ્ધ |
| ૮૭ | ૨૫ | उपेदाव | उपेक्षकः |
| ૮૭ | ૨૫ | इत्युपरयति | इत्युपरमति |
| ૮૭ | ૨૬ | सर्गस्या | सर्गस्य |
| ૮૮ | ૨૭ | अधारण | अकारण |
| ૮૯ | ૧૩ | ચક્રને ધક્ર | ચક્રને વેગ |
| ૮૯ | ૨૪ | एकान्तिकमात्तन्तिकमुभयं | एकान्तिकमात्यन्तिक |
| ૯૦ | ૯ | स्थित्युत्त्वत्ति | स्थित्युत्त्पत्ति |
| ૯૦ | ૨૪ | तनेम् | तंत्रम् |
| ૯૧ | ૩ | પાંચે | માં એ |
| ૯૧ | ૨૨ | विवर्जिन्त | विवर्जिता |
| ૯૨ | ૨ | મનતું | મનનું |



# અસ્મદીયમ્

સાંખ્યશાસ્ત્ર અને યોગશાસ્ત્ર દાર્શનિક સાહિત્યમાં ખૂબ ઊંચો મોભો ધરાવે છે. વેદાન્તને જન્માવનારાં આ બે શાસ્ત્રો છે. વેદાન્તના અને અદ્વૈતની શોધ સાંખ્યના પાયા ઉપર અને યોગની દીવાબત્તીથી થઈ છે. ભારતીય સંસ્કૃતિનું કોહીનૂર છે સાંખ્યશાસ્ત્ર.

એનો સૌથી વધારે પ્રામાણિક ગ્રંથ છે આ ઈશ્વરકૃષ્ણ રચિત સાંખ્યકારિકા. ૭૦ કારિકામાં મોટો ગ્રંથ એમણે સમાવ્યો છે. ગીતાબંધુ ચાલતું હતું ત્યારે તે દ્વારા ગુજરાતના તત્ત્વપ્રેમી જીવોને આ શાસ્ત્ર ગમશે એમ માની ધીરે ધીરે તેમાં છપાતું હતું અને લખાતું હતું. પણ ગીતાબંધુએ આર્થિક આપઘાત કરવો પડ્યો અને લેખન અટક્યું.

પણ નિકટવર્તી સ્નેહીજનોએ એ શાસ્ત્રની પૂરી ચર્ચા માટે વારંવાર માંગણી કરી. લખવાની ઉમેદ ન હતી, પણ સ્નેહીઓના સ્નેહને કેમ હડસેલાય! અને તેમની લાગણીને સંતોષવા આ પૂરું કર્યું. ગીતાબંધુનો માસિકરૂપે પુનર્જન્મ થતાં આ ગ્રંથ જનતાસુલભ કરી શકાયો. આવા ગ્રંથોના અભ્યાસી વિરલ હોય છે. જનતાને પણ એનો રસ વધારે નથી હોતો. આપણી એ કમનસીબી છે આર્ષગ્રંથોનો અભ્યાસ આજે તો ખૂબ ઉપયોગી જ નહીં અનિવાર્ય છે આપણી ગુરુપરંપરાઓ તૂટતી જાય છે અને સાથે સાથે શાસ્ત્રોના રહસ્યો પણ ઓછા થતા જાય છે આવા સંયોગોમાં આવા શાસ્ત્રો બાપાગ અરણ્યરુદન કરતા હોય છે! પણ એ શાસ્ત્રો સત્ય ઉપર જીવતાં ભાખ્યા છે આજનો ધૂમ્રદર્શનવાળો યુગ એમને ભલે ઓછા મહત્ત્વના માને! પણ છેવટે તો આર્ષદૃષ્ટિનો જ વિજય થવાનો છે કેમકે એ સત્યદૃષ્ટિ છે

આ લખાણ પાછળ કેવળ આત્મદર્શનની શુદ્ધિ, વિશદતા અને સ્વસ્થતા જ એકમાત્ર પ્રેરક હેતુ છે કોરા પાંડિત્ય જીવલેણ નીવડે! આ વિદ્યા અનુભવની વિદ્યા છે. અને આથી એની પાછળ સહૃદય અભ્યાસ જરૂરી છે! જેમને આત્મદર્શનની વિશદતા ખપતી હોય, પરમવિવેકી અને તર્કશુદ્ધ વ્યવસ્થિત વિચારસરણી પસંદ હોય, જેને ઈચ્છા અને ઉપરછલ્લો અભ્યાસ વ્યર્થ લાગતો હોય તે આ પાનાઓમાં ડોકીઆં કરે તેને એમાં ચિંતનનો આત્મપોષક ખોરાક મળી રહેશે. બીજાઓને એ વ્યર્થ મગજમારી અને માથાકૂટ લાગવાનો સંભવ છે

પરમાત્મા સૌનું ભદ્ર કરો એ ભાવ સાથે વિરમીએ છીએ.

નલિન મ. ભટ્ટ

તા. ૨૨-૧૨-૫૫

હરિ ૐ તત્સત્

## —: અર્પણ :—

પરમ પૂજ્ય પિતાતુલ્ય તપોમૂર્તિ

કાકાશ્રી અંબાશંકર ભાનુશંકર ભટ્ટ

તથા

માતૃતુલ્યા સેવામૂર્તિ

કાકીબા શ્રી શાન્તાબેન અંબાશંકર ભટ્ટ

ને સપ્રેમ

સપ્રણામ સમર્પિત

નલિન મ. ભટ્ટ

૧-૧૧-૫૯

# સાંખ્ય સંજીવની

## (૧)

પ્રિયાત્મન્ !

**જય** સચ્ચિદાનન્દ સહિ આજે તને ઉદ્દેશીને વળી કાર્ડ જનતા જનાર્દનની સેવા ઉપર ધ્યાનનું મન થયું છે તું આત્માર્થી છે એટલે આત્માને લગતી ચર્ચા તો તને ઠીક ગમી જશે એટલી શ્રદ્ધા છે અને આત્મા અનન્ત છે આથી જ્ઞાનને સીમા નથી. આગળના સત્યશોધકોનો એકરાર છે–'નાન્ત જગામ" આ જ્ઞાનને હશે, આત્માને સીમા નથી. તો એ આત્માને જેટલો સ્પષ્ટપણે પામી શકાય તેટલો પામવાની એક માત્ર મંગળ ઇચ્છાથી આ શરૂઆત આંતરપ્રેરણાથી થઈ રહી છે

ભારતવર્ષને અને તેની ચિરંજીવી સંસ્કૃતિને તેની સાધના અને પુરુષાર્થને સમજવા છે? જો સમજવા હોય તો સાંખ્યશાસ્ત્રને તું બરાબર સમજી લેજે. સાંખ્યશાસ્ત્રની યોગ્ય સમજ સિવાય ભારતને પૂરું સમજી શકાય તેમ નથી. સાંખ્યશાસ્ત્રની પાયાની વિચારસરણી હૈયામાં ઠરે નહીં ત્યાં સુધી ઋષિમુનિઓની મનોહરતા સમજવી અશક્ય છે તો આ લેખમાળામાં સાંખ્યશાસ્ત્રની વિચારસરણીનો પ્રધાનસૂર સંક્ષેપમાં સમજવાનો આપણે પ્રભુ અને સંતોની કૃપાથી પ્રયત્ન કરીશું આપણા એ પ્રયત્નમાં અંતર્યામીનો પારદર્શક પ્રકાશ આપણને સહાય કરો.

અને આમ તો સાંખ્યશાસ્ત્રની પ્રાચીનતા ઇતિહાસના કાળને પણ વટાવી જાય છે મહામુનિ કપિલ ભગવાન એ શાસ્ત્રના દ્રષ્ટા પ્રણેતા અને પ્રવર્તક છે એમના નામે સાંખ્યસૂત્રો પણ મોજૂદ છે પણ એ સૂત્રોનો સાર આપવા જઈએ તો પણ વિસ્તાર થઈ જાય! અને સંક્ષેપ–શું જીવનમાં કે તેના તમામ કાર્યોમાં–આજના યુગનો પ્રધાન સૂર છે આથી સંક્ષેપમાં જ એ શાસ્ત્રના મુખ્ય મુદ્દાઓ ચર્ચવા માટે આપણે સાવધાન હોઈશું એ માટે મુનિશ્રી ઈશ્વરકૃષ્ણ રચિત સાંખ્યકારિકા ધ્યેયસાધક નીવડશે એ કારિકા આપ્તગ્રંથ તરીકે વિચારકોને માનીતા છે અને સમાસમાં વ્યાસને–ટૂંકમાં વડને સંઘરવાની, એનામાં–અદ્ભુત કળા છે તો કેવળ ૭૨ શ્લોકમાં અમિત અર્થને સમાવનારી સાંખ્યકારિકાઓનું જ સૌને સમજાય એવું સરળ વિવરણ કરવાનો યત્ન કરીશું (૬–૮–૫૪)

આત્મન્! વિવેકીને માટે જાણવા જેવો પદાર્થ કયો? કેમકે જાણવા જેવું જ અને જેટલું જ જાણવા માટે જીવનકાળ છે અતિ જ્ઞાનનો—અનાવશ્યક અતિજ્ઞાનનો રોગ આપણને ન પીડે જેનાથી પરમપુરુષાર્થની પ્રાપ્તિ થાય તે જ જાણવા જેવું ને જ જાણીને મેળવવા જેવું આથી વિવેકીને મન તો પરમ પુરુષાર્થનો ઉપાય જ જાણવા જેવો અને જાણીને આચરવા જેવો

અને પરમ પુરુષાર્થ એટલે શું? પરમ એટલે ઉત્તમ પુરુષાર્થ એટલે ઇચ્છવે ચહવા યોગ્ય પદાર્થ ઉત્તમ ચાહવા યોગ્ય વસ્તુ તો આપણો પરમાત્મા જ છે કેમકે પરમાત્મા જ વિવેકની નજરે ચાહવા જેવો ઠરે છે અસતને તો ચાહવું શું? કેમકે અસત્ કાળને અધીન છે કાળ અસતને ભરખી જાય છે સત્ કાળથી અસ્પૃષ્ટ રહે છે પરમાત્મા સત્ છે આથી તે ચાહવા જેવો છે કેમકે તેના ઉપરનો પ્રેમ સદાકાળ ટકશે ઉપરાંત જડને ચાહવું શું? જડ આંધળું છે પ્રકાશ વિનાનું છે જડને પણ પ્રકાશિત કરતો આત્મા જ એના પરમાત્મસ્વરૂપે ચાહવા જેવો છે ઉપરાંત અસત્ અને જડ સદાય દુઃખદાતા છે જે દુઃખ દે તે તો દ્વેષનો વિષય હોય, વ્હાલનો વિષય નહીં અને ચાહવું એ તો સુખી થવાનો ઉપાય છે પ્રેમ સુખ માટે હોય. આથી સુખસ્વરૂપ આત્મા જ પરમાત્મસ્વરૂપે ચાહવા જેવો છે આમ સચ્ચિદાનન્દરૂપ આપણો પરમ આત્મા પ્રીતિનો વિષય થવો ઘટે છે તો પરમાત્માના પ્રેમી થવા માટે આપણને યોગ્યતા આપે એ જ પરમપુરુષાર્થનો ઉપાય છે આથી પરમપુરુષાર્થની પ્રાપ્તિનો ઉપાય જાણવા યોગ્ય છે વિવેકીને માટે આથી તેની ભૂમિકા રચતા મુનિશ્રી ઇશ્વરકૃષ્ણ કહે છે—

**दुःखत्रयाभिघातात् जिज्ञासा तदभिघातके हेतौ ।**
**दृष्टे साऽपार्था चेन् नैकान्तात्यन્તतोऽभावात् ॥ १ ॥**

"ત્રણ પ્રકારના દુઃખોના અસહ્ય આઘાતથી, તે દુઃખોના નિવર્તક ઉપાય માટે જિજ્ઞાસા થાય. ઉપાયો પ્રત્યક્ષ છે આથી તે જિજ્ઞાસા વ્યર્થ છે એમ જો કહેતા હો તો તે બરાબર નથી, કેમકે પ્રત્યક્ષ ઉપાયોના અમલથી તે ત્રણ પ્રકારના દુઃખોનો એકાન્ત અને અત્યંત અભાવ થતો નથી" ॥ १ ॥

અર્થાત્ આ કારિકામાં ગ્રંથકાર સાંખ્યશાસ્ત્રનું જ્ઞાન પરમ પુરુષાર્થનું સાધન છે અને આથી તે શાસ્ત્રને લગતી જિજ્ઞાસા જ યોગ્ય છે એ સિદ્ધાંતનું સમર્થન કરવા, પૂર્વભૂમિકા તૈયાર કરે છે ત્રણ પ્રકારના દુઃખો આ જગતમાં છે સૌના અનુભવને કેમ પરખાય? છે એવા દુઃખને કોઈ આવકાર આપવા ઇચ્છતું નથી સૌ દુઃખનો ત્યાગ ઇચ્છે છે. અને આથી શાસ્ત્રકાર "દુઃખત્રયના અસહ્ય આઘાતથી" એટલો શબ્દગુચ્છ વાપરે છે એ અનુભવનો આધાર જ એના ત્યાગનો પ્રેરક છે દુઃખ નથી ગમતું માટે જ એના નાશનો ઉપાય જાણવા યોગ્ય છે

આધ્યાત્મિક, આધિભૌતિક અને આધિદૈવિક—એમ ત્રણ પ્રકારનાં દુઃખો છે. તેમાં આધ્યાત્મિકના બે પેટાભેદ છે. શારીરિક અને માનસિક. વાત, પિત્ત અને કફની વિષમતાને લીધે જન્મતું દુઃખ તે શારીરિક. કામ, ક્રોધ, લોભ, મોહ, ભય, ઈર્ષ્યા, વિષાદ, સંશય વગેરેમાંથી નીપજતું દુઃખ તે માનસિક. આંતર ઉપાયોથી દૂર થવા યોગ્ય હોઈને એ દુઃખ આધ્યાત્મિક દુઃખ કહેવાય છે.

બાહ્ય ઉપાયોથી નિવૃત્ત થાય એવું દુઃખ બે પ્રકારનું—આધિભૌતિક અને આધિદૈવિક. મનુષ્ય, પશુ, સાપ, સ્થાવર વગેરેથી જન્મતું દુઃખ તે આધિભૌતિક. યક્ષરાક્ષસ, ગ્રહાવેશ વગેરેથી પેદા થતું દુઃખ તે આધિદૈવિક.

જીવમાત્ર દુઃખાનુભવી છે. અને અનુભવનો અપલાપ યોગ્ય નથી. આથી રજોગુણના પરિણામ વિશેષરૂપ આ દુઃખત્રય અસહ્ય છે. અસહ્યતા જ તેના ત્યાગમાં કારણરૂપ છે. અને આથી જે ઉપાયથી તેની નિવૃત્તિ શક્ય હોય તે ઉપાયની જિજ્ઞાસા થાય જ. અને એ ઉપાય તે શાસ્ત્રીય ઉપાય જ. અર્થાત્ સાંખ્યશાસ્ત્રને સંમત જે વિવેકરૂપ ઉપાય તે જ અહીં ઉદ્દિષ્ટ છે એ સિવાયના ઉપાયો માટે તો આ શાસ્ત્ર અનધિકારી લેખાય.

પણ ત્રણ દુઃખ છે. તેનો સંબંધ અનિષ્ટ છે. આથી તે તજવા યોગ્ય છે. અને એના ત્યાગના ઉપાય તરીકે સાંખ્યશાસ્ત્રમાં બતાવવામાં આવનાર ઉપાય જ માન્ય છે એવું સિદ્ધ ન થાય! સાંખ્યશાસ્ત્રમાં બતાવવામાં આવનાર વિવેકરૂપી ઉપાય તો અપ્રત્યક્ષ છે. મુશ્કેલ છે. જ્યારે આ ત્રણે પ્રકારનાં દુઃખોને દૂર કરનાર પ્રત્યક્ષ ઉપાય છે. અને તે સહેલો છે. તો પ્રત્યક્ષને છોડી અપ્રત્યક્ષને કોણ પકડે? સહેલાને મૂકી મુશ્કેલને કોણ વળગે? માનવજાત મહેનતભીરુ છે! કષ્ટભીરુ માનવજાતે કષ્ટથી દૂર રહેવા સદા યત્ન કર્યો જ છે! અને આથી પ્રત્યક્ષ અને સરળ ઉપાયોનો એ વધુ આદર કરે તો તે યોગ્ય જ છે. અને શારીરિક દુઃખોને દૂર કરવા તો ચરક અને સુશ્રુત તૈયાર છે. આખો આયુર્વેદ આપણી સેવામાં હાજર છે! માનસસંતાપને દૂર કરનારા ઉપાયો પણ છે જ. કામિની કામને તોષે. અને એ રીતે તે તે માનસદુઃખના પ્રતિકારના ઉપાયો મોજૂદ છે! અને તે જ પ્રમાણે આધિદૈવિક દુઃખોના નાશ માટે પણ મન્ત્ર તન્ત્ર વગેરે ઉપાયો છે જ. અને આથી શાસ્ત્રીય ઉપાય જ એકમાત્ર નિસ્તાર છે એવો સાંખ્યશાસ્ત્રનો દુંદુભિઘોષ ઉચિત નથી. આટલો થયો પૂર્વપક્ષ.

એની સામે સિદ્ધાન્તીને શું કહેવાનું છે? સિદ્ધાન્તને પણ સુકર અને પ્રત્યક્ષ ઉપાયો માન્ય છે. જ્યાં માનવ બુદ્ધિશાળી પ્રાણી છે. એની બુદ્ધિની કિંમત સચોટ અને શાશ્વત એવા ઉપાયોની શોધમાં રહેલી છે પ્રત્યક્ષ ઉપાયો અજમાવતાં ત્રણેય

પ્રકારનાં દુઃખો જાય જ એવી કોઈ ગેરંટી આપે ખરો ? સૌ પ્રયોગ અજમાવી જોયા હશે, પણ ખાત્રી લેકી એમ નહીં કહી શકે કે અમુક પ્રત્યક્ષ ઉપાયથી અમુક દુઃખ જશે જ. અને જ્યાં માની લઈએ કે તે તે ઉપાયોની અજમાયશથી તે તે દુઃખો દૂર થયાં. પણ દૂર થયેલાં તે તે દુઃખો ભાવિમાં પાછાં કદી દર્શન ન દે એવી ખાત્રી કોઈ આપે ખરું ? અને આ જ ઠેકાણે શાસ્ત્રીય ઉપાયની સરસાઈ છે. પ્રત્યક્ષ ઉપાયો કદાચ કામ આપે. પણ તાત્કાલિક રાહત આપવા ઉપરાંત કાયમને માટે રાહત આપનારા એ ઉપાયો નથી જ. અને માનવ થઈને જે યત્ન કરીએ તે સદાકાળ ઇષ્ટ ફળ આપનારો હોવો જોઈએ. સાંખ્યશાસ્ત્રનો એ દાવો છે કે એ જે ઉપાય બતાવે તે ઉપાયનાં આચરણથી ત્રણે પ્રકારનાં દુઃખો એકાન્તપણે—અવશ્યપણે જશે જ. અને અત્યંતપણે—એટલે કે છેવટને માટે જશે જ. ગયેલાં તે કદી પાછું મોઢું નહીં બતાવે. અને આથી વિચારકોને માટે તો પ્રત્યક્ષ ઉપાયો સહેલા હોય તો પણ અંતરથી ગ્રાહ્ય નથી. સહેલા ઉપાયોનો લાભ ઉઠાવીએ પણ કાયમી દુઃખ નિવૃત્તિનો એ ઉપાય નથી એવું સ્પષ્ટ સમજી કાયમ માટે દુઃખના વિરહનો ઉપાય શોધીએ. એ ઉપાય બતાવવો એ સાંખ્યશાસ્ત્રનો વિષય છે. અને આથી સાંખ્યશાસ્ત્ર જાણવા યોગ્ય છે. અને એ કારણે જિજ્ઞાસા વ્યર્થ નથી ॥ ૧ ॥

આમ પ્રત્યક્ષ દેખાતા અને સહેલા દીસતા ઉપાયો આપણું ઇષ્ટ સાધતા નથી. માટે તે ઉપાયોનો વિનિયોગ આપણે માટે વિચારણીય નથી એ પહેલી કારિકામાં સિદ્ધ કર્યું. પણ આ તો શાસ્ત્રચર્ચા છે. સિદ્ધાન્ત પોતાના મતને સ્થાપે તે પહેલાં પૂર્વપક્ષ એનાથી થાય તેટલી બધીય દલીલો તેની-સામે અજમાવે છે. અને નિર્બાધપણે જો સિદ્ધાન્ત સ્થપાય તો જ તેની સ્થાપના થવા દે છે. અને એ યોગ્ય પણ છે. શ્રદ્ધા બુદ્ધિની વેરી નથી. ઉલટી વ્હાલી છે. બુદ્ધિનાં રમખાણો શાંત કરીને જ સાચી શ્રદ્ધા ટકાવી શકીએ. તો આ ઠેકાણે બીજે મોરચે પૂર્વપક્ષી સિદ્ધાન્તની સામે ઝઝુમવા આવે છે. તેની દલીલ છે કે ભલે પ્રત્યક્ષ ઉપાય નાકામયાબ નીવડતો. અમારી કને બીજો એનાથી પણ ચડીઆતો અને સિદ્ધાન્તને પણ મંજૂર આવે એવો વૈદિક ઉપાય છે. એ યજ્ઞ વગેરેના આચરણ બતાવતો વૈદિક ઉપાય વિવેક ઉપાય કરતાં સ્હેલો છે, સરળ છે,-સિદ્ધિ દેનારો છે. "સ્વર્ગકામઃ યજેત"—સ્વર્ગની ઇચ્છાવાળો યજ્ઞ કરે તો યજ્ઞરૂપી ઉપાય દ્વારા સ્વર્ગસુખ માણસ મેળવી શકે છે. અને સ્વર્ગની વ્યાખ્યા તો જાણો છો ને? કહ્યું છે કેઃ—

> यन्न दुःखेन संभिन्नं न च ग्रस्तं अनन्तरम् ॥
> अभिलाषोपनीतं च तत्सुखं स्वः पदास्पदम् ॥

—"તે સુખ તો સ્વર્ગસુખ છે જેમાં દુઃખની સેળભેળ નથી, જે ભાવિમાં ગ્રસાતું નથી, જે અવિરત છે, ઇચ્છામાત્રથી ઉપસ્થિત થાય છે." બસ આવું સુખ યજ્ઞયાગાદિ વૈદિક કર્મોના આચરણથી મેળવી લઈશું. અને એવું સુખ પોતાના સદ્‌ભાવે દુઃખને તેના મૂળ સહિત ઉખેડી નાંખશે. પછી બીજું વધારે આપણને શું જોઈએ? અને એવું સુખ ક્ષણભંગુર નથી. વેદમાં લખ્યું છે: "અપામ સોમં અમૃતા અભૂમ અમે સોમરસ પીધો અને અમૃત થયા!" જો એ નાશ પામતું હોત તો એને અમૃત શબ્દે શેં સંબોધે? આથી પ્રત્યક્ષ ઉપાય ન હોય તો પણ ત્રણે દુઃખના નિવારક વૈદિક ઉપાય સુકર છે. અનેક જન્મે પણ પૂરા પહોંચી ન વળાય એવા તમારા વિવેક જ્ઞાનરૂપ ઉપાયથી સો દરજ્જે વધુ સારો છે. અને આથી સાંખ્યશાસ્ત્રની વિવેચના કરવાની જરુર ન હોઈને એને લગતી જિજ્ઞાસા વ્યર્થ છે. આવી પૂર્વપક્ષની દલીલ થતાં સિદ્ધાન્તી વિધિવાણી શી અદમ્ય આદમથી કહે છે:—

**दृष्टवद् आनुश्रविकः स हि अविशुद्धिक्षयातिशययुक्तः ।**
**तद्विपरीतः श्रेयान् व्यक्ताव्यक्तज्ञविज्ञानात् ॥ २ ॥**

—"પ્રત્યક્ષના જેવો જ છે વૈદિક ઉપાય. કેમકે તે અશુદ્ધિ ક્ષય અને અતિશયથી યુક્ત છે, તેનાથી ઉલટો વધુ વખાણવા જેવો છે. વ્યક્ત અવ્યક્ત અને જ્ઞના વિશેષજ્ઞાનથી તે સિદ્ધ થાય છે. ॥ ૨ ॥

પૂર્વપક્ષીની દલીલ તો ગળે ઉતરી જાય એવી જ છે. પણ એના વિચારોમાં રહેલું પોલાણ વિચારકને જ સમજાય એવું છે. વિચારશીલ માનવ ઇન્દ્રવારણાનાં જેવી ઉપરથી રમણીય દલીલથી મુગ્ધ ન બની જાય. એ તો વસ્તુને તપાસવામાં પાવરધો હોય. સિદ્ધાન્તીની નજરમાં વૈદિક ઉપાય પણ પ્રત્યક્ષ ઉપાય જેટલો જ પોલો છે પ્રત્યક્ષના જેવો જ એ પૂર્ણ અર્થમાં કાર્યસાધક નથી. જીવનમાં સિદ્ધિનું સાધન પણ શુદ્ધ હોવું જોઈએ. આપણે માનવ છીએ. માનવ હોઈને બુદ્ધિપ્રધાન છીએ અને આથી આપણે સુખ ઇચ્છીએ એ સ્વાભાવિક છે. પણ આપણું સુખ કોઈને પણ દુઃખી કરીને ન ઉપજવું જોઈએ. પ્રાણીમાત્રના સુખચેન સાથે અવિરોધીપણે આપણે સુખચેન મેળવવું જોઈએ. આપણે સૌને જીવવા દઈએ તો જ સાચા અર્થમાં જીવ્યા ગણાઈએ. આપણે એવી જીવનસરણી હરામ ગણવી જોઈએ કે જે જીવનસરણીથી એક પણ પ્રાણી આથે આથે પણ કોચવાતું હોય!

યજ્ઞ વગેરે વૈદિક ઉપાયોથી સ્વર્ગીય સુખ તો મળે. એ ખોટું નથી, પણ એ માટે આપેલી-પશુની કિંમત યોગ્ય છે ખરી? વિવેક શું કહે છે? સાધન શુદ્ધ છે ખરું? યજ્ઞમાં કોઈ જીવની હિંસા નથી? છે જ. અને કોઈની પણ હિંસા થતાં આપણને

સ્વર્ગ મળતું હોય તો તે સ્વર્ગને લઈને આપણે શું કરીએ? એ સ્વર્ગ સ્વર્ગ નથી,—શ્વભ્ર છે,—જેની પ્રાપ્તિ માટે નાના સરખા જીવને પણ કબરમાં મોકલવો પડે. અને આથી સ્વર્ગસુખ' યદ્યપિ સારું હશે પણ એનો ઉપાય શુદ્ધ નથી. "न अनुपहत्य भूतानि उपभोगः संभवति"-આ છે 'દર્શન. અને આથી શુદ્ધ સિદ્ધિ માટે સાધન પણ શુદ્ધ જ હોવું જોઈએ. સાધનશુદ્ધિનો જ્યાં વિચાર નથી ત્યાં સુખ હોય તો તે પણ પરિણામે અસુખ જ છે. આમ અવિશુદ્ધ ઉપાય હોઈને વૈદિક ઉપાય વિચારશીલ માટે અનુચિત છે. ઉપરાંત એક સોમયાગથી જો સ્વર્ગ મળે તો બીજા કોઈ એક યજ્ઞથી સ્વર્ગ કરતાં પણ ઊંચા લોકની પ્રાપ્તિ થાય! અને આપણાં કરતાં વધારે ઉન્નતને જોઈએ તો અદેખાઈ થાય! ઇન્દ્રને કદાચ બ્રહ્માની અદેખાઈ થતી હશે!! આમ ફલમાં તારતમ્ય હોઈને પણ વૈદિક ઉપાય રમણીય નથી. વળી સ્વર્ગમાં સદાને માટે કોઈને રમવા મળતું નથી. ક્ષીણે પુણ્યે-ત્યાંથી પાછા ફરવું પડે છે! અને આથી ફલદૃષ્ટિએ સ્વર્ગીય સુખ પણ ત્યાજ્ય જ છે. આપણે તો એવું સુખ મેળવવું જોઈએ જે ઉપાયદૃષ્ટિએ વિશુદ્ધ હોય, ફલદૃષ્ટિએ અક્ષય અને નિરતિશય હોય. સાંખ્યશાસ્ત્રી જે ઉપાય બતાવવા ચાહે છે તે શુદ્ધતમ છે. એમાં ક્યાંયે કોઈની સાથે, કદી પણ, કોઈપણ કારણસર, વિરોધ નથી. પરમ અહિંસક અને સ્વાધીન ઉપાય છે. ઉપરાંત એનો દાવો છે કે દુઃખત્રયની નિવૃત્તિ-પૂર્વક અમારો ઉપાય, આચારમાં ઉતરતાં અક્ષય્ય અને નિરતિશય સુખ આપશે જ. અને આથી કારિકામાં तद्विपरीतः श्रेयान् એમ કહેવામાં આવ્યું છે. વૈદિક ઉપાય જેને આચરવો હોય તે ભલે આચરે. એ સારો છે. પણ વધારે સારો વિવેકરૂપી ઉપાય છે. અને એ પણ વૈદિક જ છે. વેદના જ્ઞાનકાંડમાં વિવેકરૂપી ઉપાયની સર્વશ્રેષ્ઠતા બતાવી જ છે. તો સૌ સમજુ અને વિચારશીલ જીવ માટે સાંખ્યશાસ્ત્રના વિષયને લગતી જિજ્ઞાસા યોગ્ય છે. આવું સિદ્ધાન્તનું વ્યાજબી સમાધાન છે. તો એ વિવેકી ઉપાય કેવી રીતે સાંપડે? કારિકાકાર કહે છેઃ—व्यक्ताव्यक्तज्ञविज्ञानात्—વ્યક્ત, અવ્યક્ત અને જ્ઞ ના વિશેષજ્ઞાનમાં છૂપાયો છે એ ઉપાય! અર્થાત્ પ્રકૃતિ અને તેનાં કાર્યો તથા પુરુષના સાક્ષાત્કારાત્મક જ્ઞાનમાં દુઃખત્રયની નિવૃત્તિ છે. એમાં પરમસુખની સીમા છે. અને એ ત્રણેનું વિશેષ જ્ઞાન આપવું એ સાંખ્યશાસ્ત્રનો વિષય છે. તો આ બે કારિકામાં સાંખ્યશાસ્ત્રનો વિષય છે. તો આ બે કારિકામાં સાંખ્યશાસ્ત્રની જિજ્ઞાસા ઉચિત છે એવી પૂર્વભૂમિકા રચી. અને સ્વાભાવિક રીતે જ વિષયનો પુરસ્કાર કર્યો.

પ્રત્યક્ષ અને વૈદિક ઉપાયો ત્રણ પ્રકારનાં દુઃખોને સમગ્ર રીતે નાબૂદ કરવા અસમર્થ છે. અને આથી કેવળ સુખ આપવામાં એ બન્ને અનધિકારી છે. એ

માટે તો વિવેકજ્ઞાન જ એકમાત્ર ઉપાય છે વ્યક્તના જ્ઞાનપૂર્વક તેના કારણસ્વરૂપ અવ્યક્તનું, અને એ વ્યક્ત અને અવ્યક્ત પણ પરાર્થ હોઇને તેમનાથી પર એવો આત્મા, તેના વિવેકજ્ઞાનમા નિત્ય, નિરતિશય, નિરુપાધિક સુખ છુપાયુ છે એવો સાંખ્યનો દાવો છે બીજા શબ્દોમા કહીએ તો શ્રુતિ, સ્મૃતિ, ઇતિહાસ પુરાણો વગેરેમાથી વ્યક્ત વગેરે સાંભળવા અથવા શાસ્ત્ર અને યુક્તિ દ્વારા તેમને જાણી સમજીને વ્યવસ્થિત કરી લઈ અને વ્યવસ્થિત સમજીને ચિરકાળ નિરંતર આદરપૂર્વક વાગોળવી જોઈ. એમ કરવાથી પરમ ભાવનામય અને પરિણામે સાક્ષાત વિજ્ઞાન જન્મે છે તત્વજ્ઞાનના શાસ્ત્રીય અભ્યાસથી જીવનની અંતિમ ધારણા પાર પડે છે એમ કારિકામા " एवं तत्त्वाभ्यासात् नास्मि न मे नाहमित्यपरिशेषम् । अविपर्ययाद् विशुद्धं केवलमुत्पद्यते ज्ञानम् " આ કારિકામા કહેશે.

* * *

(२)

તો શાસ્ત્રનો આરંભ યોગ્ય ઠર્યો. એને લગતી જિજ્ઞાસા ઉચિત ઠરી. અથી હવે અભ્યાસીના મનને સાવધાન કરતા પ્રથમ પ્રતિપાદ્ય વિષયને સંક્ષેપમા રજૂ કરતા કહે છે।

**मूलप्रकृतिरविकृतिः महदाद्याः प्रकृतिविकृतयः सप्त ।**
**षोडशकस्तु विकारः न प्रकृतिः न विकृतिः पुरुषः ॥ ३ ॥**

મૂળપ્રકૃતિ કોઈનુ પણ કાર્ય નથી મહત્–અહંકાર, અને પાચ તન્માત્રાઓ આ સાત એક બાજુથી કારણ તો બીજી બાજુથી કાર્ય છે અગિયાર ઈન્દ્રિયો અને પાચ મહાભૂતો આ સોળ કાર્ય જ છે પુરુષ ન પ્રકૃતિ કે ન તો વિકૃતિ છે ॥ ૩ ॥

અર્થાત્ સાંખ્યશાસ્ત્રના પદાર્થો ચાર પ્રકારના છે એ ચાર પૈકી કોઈ કેવળ પ્રકૃતિ જ છે કોઈક વિકૃતિ જ છે કોઈ પ્રકૃતિ અને વિકૃતિ બને છે, તો કોઈનુ બેમાથી–પ્રકૃતિ વિકૃતિમાથી એકે સ્વરૂપ નથી.

તો એ પૈકી કેવળ પ્રકૃતિ કોણ ? તો મૂળ પ્રકૃતિ જ અખિલ કાર્ય **સંઘાતરૂપ વિશ્વનુ** મૂળ કારણ છે પ્રકૃતિનુ કોઈ કારણ નથી. પ્રકૃતિનુ પણ કારણ માનીએ તો તેનુ પણ–પ્રકૃતિના કારણનુ પણ–કારણ માનવુ પડે અને એમ કારણનુ કારણ અને તેનુ કારણ એમ લંબાવ્યા કરીએ તો બ્રહ્માંડનુ આયુ પૂરૂ થાય તોયે આરો ન આવે! અને મૂળ કારણ સમજવા બુદ્ધિને સમાધાન થઈ જાય છે આથી મૂળ કારણના કારણાન્તરની આવશ્યકતા રહેતી નથી. નિરર્થક ગૌરવ–કલ્પના ગૌરવ–બુદ્ધિનુ ભૂષણ નથી–દૂષણ છે

તો પ્રકૃતિવિકૃતિ કઈ અને કેટલી? મહત્તત્ત્વ, અહંકાર અને પાંચ તન્માત્રાઓ સાંખ્યશાસ્ત્રમાં પ્રકૃતિવિકૃતિ કહેવાય છે એ સાચું છે. એને પ્રકૃતિ-વિકૃતિ નામ કેમ મળ્યું હશે? તો એના ધર્મે એને એ નામ મળ્યું છે. મહત્તત્ત્વ એટલે આપણે જેને બુદ્ધિ કહીએ છીએ તે. આ એનો સામાન્ય અર્થ છે. એ બુદ્ધિ, પ્રકૃતિનું પહેલું કાર્ય છે. આથી મૂળ પ્રકૃતિની દૃષ્ટિએ એ કાર્ય છે. કાર્ય અને વિકૃતિ એ બન્નેનો એક જ અર્થ છે. આથી મૂળ પ્રકૃતિની દૃષ્ટિએ મહત્તત્ત્વ વિકૃતિ છે. પણ મહત્તત્ત્વમાંથી અહંકાર ઉપજે છે. આથી અહંકારનું એ કારણ છે. પ્રકૃતિ છે. કારણ અને પ્રકૃતિ પર્યાય શબ્દો છે. તે જ પ્રમાણે અહંકાર બુદ્ધિનું કાર્ય, પણ ઇન્દ્રિયો અને પંચતન્માત્રાઓનું કારણ છે. અને પંચતન્માત્રાઓ પણ અહંકારની સંતતિ છે અને પંચમહાભૂતોની જનની છે. અને આથી મહત્તત્ત્વ, અહંકાર, અને પંચતન્માત્રાઓ એકી વખતે પ્રકૃતિ-વિકૃતિ કહેવાય છે.

ઉપરાંત પાંચ મહાભૂતો અને અગીઆર ઇન્દ્રિયો ફક્ત કાર્યસ્વરૂપ જ છે. એમનામાંથી કોઈ તત્ત્વાન્તર ઉપજતું નથી. તત્ત્વાન્તરની ઉત્પત્તિ કરે તે જ સાંખ્યશાસ્ત્રની દૃષ્ટિએ કારણ લેખાય છે. તો એ સોળનો સમૂહ, આ શાસ્ત્રની પરિભાષામાં ફક્ત વિકાર જ લેખાય છે.

અને પુરુષ નામનો પદાર્થ ન તો પ્રકૃતિ છે, ન તો વિકૃતિ છે. એટલે એ કોઈનું કારણ નથી, કોઈનું કાર્ય નથી. એ કાર્યકારણથી પર છે.

આમ આ કારિકામાં વ્યક્ત-અવ્યક્ત અને જ્ઞ એટલે કે કાર્ય, કારણ, અને તે બન્નેથી પર એવા પુરુષરૂપ પદાર્થની પરિભાષા તેટલી આપણે જાણી. એ પરિભાષાની મિતાક્ષરી શૈલીમાં પણ આખું સાંખ્યશાસ્ત્ર બીજ રૂપે ગુપ્ત પડ્યું છે. બીજી રીતે કહીએ તો આ કારિકામાં પ્રમેય પદાર્થોનું નામ તેટલું કારિકાકારે રજૂ કર્યું. સાથે સાથે એના સ્વરૂપનું રહસ્ય પણ એમાં જ સમાયું છે. એ સ્વરૂપની ચર્ચા આગળના પ્રકરણમાં આવનાર છે, એટલે અહીં વધુ લંબાણ નહીં કરીએ.

* * *

(૩)

શાસ્ત્રીય વિચારસરણીમાં કોઈપણ વસ્તુ વિના પ્રમાણે સ્વીકારી લેવામાં આવતી નથી. જે કંઈ સાબીત કરવું હોય તેની સાબિતી સૌ પહેલાં રજૂ કરવી પડે છે. શાસ્ત્રીય અને અશાસ્ત્રીય શૈલીમાં આ જ તો મોટો તફાવત છે. શાસ્ત્ર પ્રમાણ દ્વારા વિચારે છે, અશાસ્ત્રીય જેટલી ફાવે તેમ ચાલે છે. ફાવે તેમ બોલવું લખવું વિચારને

અને પ્રમાણોની ચર્ચામા પણ જ્યા સુધી પ્રમાણ 'નુ સામાન્ય લક્ષણ નહીં અપાય ત્યા સુધી પ્રમાણના વિશેષ સ્વરૂપો નહીં સમજાય। આથી પ્રમાણનુ જ સૌથી પહેલા સામાન્ય લક્ષણ આપવુ ઘટે તો પ્રમાણનુ લક્ષણ શુ ? પ્રમાણ શબ્દની વ્યુત્પત્તિમા જ એની વ્યાખ્યા છુપાઈ છે प्रमीयते ज्ञायते अनन इति प्रमाण प्रमा प्रति करण वम् इत्यर्थ જેના વડે પદાર્થ મપાય એટલે કે જણાય તે પ્રમાણ અર્થાત્ સાચી સમજનુ જે સાધન તે પ્રમાણ

અને ઉપર પ્રમાણની વ્યાખ્યા "प्रमा प्रति करणत्वम् એવી આપી છે તો એ પ્રમા એટલે શુ ? પ્રમાનો સુસ્પષ્ટ અર્થ જાણી લેવો જોઈએ. પ્રમાના બે સ્વરૂપો છે પહેલુ સ્વરૂપ તે ચિત્તવૃત્તિ પ્રમા એક પ્રકારની ચિત્તવૃત્તિ છે એ વૃત્તિમા સદેહ હોતો નથી ઉલટુ જ્ઞાન હોતુ નથી. એક વખત જાણેલો વિષય એનો વિષય હોતો નથી અર્થાત્ સશય અજ્ઞાન અને સ્મૃતિ વૃત્તિથી ભિન્ન એવી જે વૃત્તિ તે પ્રમા અસન્દિગ્ધ અને અનધિગત વિષયને લગતી જે ચિત્તવૃત્તિ તે પ્રમા અસન્દિગ્ધ એટલે સશયશૂન્ય અવિપરીત એટલે ઊધી સમજણ શૂન્ય. અનધિગત એટલે પૂર્વે નહીં જાણેલો. આમ જે વૃત્તિ સશય ઉલટુ જ્ઞાન કે સ્મૃતિરૂપ નથી તે પ્રમા

પ્રમાનુ બીજુ સ્વરૂપ તે પૌરુષેય બોધ એટલે કે પુરુષને-આપણને થતો તે તે પદાર્થનો બોધ અર્થાત્ આ દીવો છે"-એ ચિત્તવૃત્તિ હુ દીવાને જાણુ છુ" આ જ્ઞાનની પ્રમા / તે પૌરુષેય બોધ આમ સમજણ જ્યારે આત્મનિષ્ઠ થાય છે ત્યારે જિજ્ઞાસાની નિવૃત્તિ થાય છે

અહીં એક અગત્યની વાત નોંધવી જરૂરી છે "પૌરુષેય બોધ પણ છેવટે તો ચિત્તવૃત્તિ જ છે કેમકે પુરુષ મૂળ સ્વરૂપે અપરિણામી છે અપરિણામી પુરુષને મળ સ્વરૂપે કોઈ ચિત્તવૃત્તિ-જન્ય બોધ હોઈ શકતો નથી. આ ચેતનનુ બુદ્ધિવૃત્તિમા પ્રતિબિબ પડતુ હોવાને બુદ્ધિ ચેતનગર્ભા થતી હોઇને જાણે પુરુષનિષ્ઠ બોધ થતો હોય એવી ભ્રમણા થઈ આવે છે સ્વરૂપાવસ્થાનની અવસ્થામા એ ભ્રમણા ભાગીને ભુક્કો થઈ જાય છે ત્યા સુધી વ્યવહાર ભાષામા એને આ જ રીતે વર્ણવી શકાય.

આ આખી જ્ઞાનની પ્રમાનુ જે સાધન તે પ્રમાણ પ્રમાણના સામાન્ય સ્વરૂપની આ ચર્ચા થઈ. આ ચર્ચા જરા ક્લિષ્ટ લાગે જરા અતિ પણ લાગે. પણ એ સિવાય બીજો છૂટકો નથી બારીક સમજ / સરખી બુદ્ધિની અપેક્ષા રાખે છે આથી મનુ છુ કે શાસ્ત્રના જેને સસ્કાર હશે તને આટલી વાત ગળે ઉતરતા મુશ્કેલી નહીં થાય.

प्रतिविषयाध्यवसायो दृष्टं त्रिविधमनुमानमाख्यातम् ।
तल्लिङ्गलिङ्गिपूर्वकं आप्तश्रुतिः आप्तवचनं तु ॥ ५ ॥

પદાર્થની સાથે સન્નિકૃષ્ટ ઇન્દ્રિયોને આધારે જન્મતું જ્ઞાન તે પ્રત્યક્ષ પ્રમાણ. અનુમાનના ત્રણ પ્રકાર કહ્યા છે અને તે વ્યાપ્તિજ્ઞાનમાંથી જન્મે છે અને આપ્તશ્રુતિ એટલે આપ્તવચન ॥ ૫ ॥

આ કારિકા વાંચવામાં સુગમ છે પણ સ્પષ્ટીકરણ એના ઊંડાણમાં ગયા વિના અર્થો જાણી શકાય એમ નથી. ઉપરાંત વિષય જરા અઘરો છે અને અતિ શાસ્ત્રીય છે તો એને બરાબર સમજવા જરા ધીરજથી કામ લેવું ઘટે. અતિ ઉપયોગી હોઈને એની પૂરી સમજ મેળવવી જ ઘટે. યથામતિ, યથાશક્તિ એને સમજવાનો યત્ન કરીએ.

કારિકામાં વપરાયેલો 'दृष्ट' શબ્દ લક્ષ્યનો નિર્દેશ કરે છે. 'लक्ष्य' એટલે જેનું લક્ષણ બાંધવાનું છે તે પદાર્થ. અહીં તે પદાર્થ એટલે પ્રત્યક્ષ પ્રમાણ. તો दृष्ट એટલે પ્રત્યક્ષ પ્રમાણ. प्रतिविषयाध्यवसाय—આટલો ભાગ પ્રત્યક્ષ પ્રમાણનું લક્ષણ છે.

તો લક્ષણ બાંધવાનું પ્રયોજન શું? તો દરેક પ્રમાણના, કેટલાક પ્રમાણો સજાતીય હોય છે કેટલાક વિજાતીય હોય છે. તો જો પ્રમાણનું લક્ષણ ન બાંધીએ તો પરસ્પરમાં એ ભેગાં થઈ જાય અને ગોટાળો ઉપજાવે. આથી દરેક પ્રમાણ જે વિભાગમાં આવતું હોય તે વિભાગમાં તેને વહેંચી દઈ, તેની સ્થાપના કરવી એ લક્ષણનું પ્રયોજન છે. અર્થાત્ સમાન જાતીય અને અસમાન જાતીય પ્રમાણોથી જુદું કરી એનું વ્યક્તિત્વ સ્પષ્ટ કરી બતાવવું એ લક્ષણનું પ્રયોજન છે. સંશય વગેરે પ્રત્યક્ષના સમાન જાતીય છે. અનુમાન, સ્મૃતિ વગેરે તેના અસમાન જાતીય છે. તો સંશય વગેરે અને અનુમાન વગેરેથી પ્રત્યક્ષ પ્રમાણને છૂટું પાડી, તેને તેનું પોતાનું વ્યક્તિત્વ સમર્પવું જોઈએ. જો એ ન થાય તો પ્રમેય પદાર્થોનું યથાર્થ જ્ઞાન પણ ન સંભવે અને આથી લક્ષણ આપવાનો અર્થ છે.

લક્ષણ બાંધવાનું પ્રયોજન બતાવ્યું. હવે પ્રત્યક્ષનું લક્ષણ તપાસીએ. प्रतिविषयाध्यवसाय—શબ્દસમૂહમાં 'विषय' એટલે શું? विषिन्वन्ति=विषयिणम् अनुबध्नन्ति—स्वेन रूपेण निरूपणीयं कुर्वन्ति इति विषयाः पृथिव्यादयः सुखादयश्च આવો એનો વ્યુત્પત્તિ પ્રમાણે અર્થ થાય છે. અર્થાત્ વિષયો પૃથ્વી વગેરે બાહ્ય પદાર્થો અને સુખ વગેરે આંતર પદાર્થો એને વિષયો કહેવામાં આવે છે કેમકે વિષય શબ્દમાંથી જ આવો અર્થ નીકળે છે. વિષય શબ્દ षिञ् बन्धने ધાતુ ઉપરથી બને છે. જે બાંધે છે, તે વિષયો. કોને બાંધે? તો આપણી ચિત્તવૃત્તિને! અહીં બાંધવું એટલે પોતાના રૂપે ચિત્તની વૃત્તિને નિરૂપવી. તે આંતર-બાહ્ય પદાર્થો, પોતાના

આનાથી ચિત્તશક્તિને વ્યાપાર આપે છે—અર્થાત્ ચિત્તની વૃત્તિઓને પદાર્થાકાર બનાવે છે ચિત્તની વૃત્તિઓને પોતાના આકારે જે બનાવી શકે તે વિષય. આટલો થયો વિષય શબ્દનો અર્થ. અને विषयं विषयं प्रतिवर्तते इति प्रतिविषयम्—इन्द्रियम्. અર્થાત્ પ્રત્યેક વિષય પ્રતિ વર્તનારી તે પ્રતિવિષય અને એવી છે આપણી આંખ કાન વગેરે ઇન્દ્રિયો. અને અહીં વર્તનારી એટલે વિષય જોડે સંબંધ પામેલી. અર્થાત્ પ્રતિવિષય શબ્દનો એકંદર અર્થ થયો કે सन्निकृष्ट इन्द्रियम् એટલે કે પદાર્થો સાથે જોડાયેલી ઇન્દ્રિય. તેમાં અધ્યવસાય એટલે નિશ્ચય અર્થાત્ તેને આધારે થતો બુદ્ધિનો વ્યાપાર અર્થાત્ જ્ઞાન એટલે પ્રત્યક્ષ પ્રમાણ

અર્થાત્ અહીં સમજવું શું? બહારના અગર અંદરના પદાર્થોના પ્રતિબિંબો ઇન્દ્રિયોમાં પડે છે એ પ્રતિબિંબો, બુદ્ધિમાં સંક્રાન્ત થાય છે એ પદાર્થોનો બુદ્ધિ સાથે સંપર્ક થતાં બુદ્ધિના તમોગુણનો અભિભવ થાય છે અને તે જ ક્ષણે સત્વગુણનો ઉભરો થાય છે ઇન્દ્રિયોની પ્રણાલિકા દ્વારા બુદ્ધિના તમોગુણરૂપી આવરણનો ભંગ થતાં, તે જ ક્ષણે જે સત્વનો ઉદ્રેક થાય, તેને જ અધ્યવસાય—નિશ્ચય—પ્રમાણ—વૃત્તિ અગર તો જ્ઞાન કહેવામાં આવે છે એક દાખલો લઈએ ખેતરમાં પાણી છે પણ આજુબાજુ જબરદસ્ત પાળને લઈને સ્વભાવે જ ચલનશીલ પાણી જેમ બહાર જતું અટકી રહે છે તેવું જ છે બુદ્ધિ તત્ત્વ. એ સ્વભાવે જ તમામ અર્થોને ગ્રહણ કરી શકે છે પણ તમોગુણની પાળને લઈને અટકી રહે છે ખેતરના પાણીને રૂંધતી પાળમાં જો આપણે બાકોરું પાડીએ તો તેમાંનું પાણી સ્વયમેવ ઝરીને જો ખેતરમાં નીક દ્વારા વાળીએ તો ખેતરસ્વરૂપ—ખેતરના આકારનું બની રહે છે, તેમ જ બુદ્ધિના તમોગુણમાં છિદ્ર પડે તો તેમાં ગોંધાયેલું સત્વ સ્વયમેવ તમામ પદાર્થોને પ્રકાશિત કરી શકે છે પદાર્થ અને ઇન્દ્રિયોનો સન્નિકર્ષ બુદ્ધિના તમોગુણને ભેદવાનું કામ કરે છે એ તમોગુણ ભેદાતાં ઇન્દ્રિયોની નહેર દ્વારા બુદ્ધિનો સત્વગુણ ઝરી, વિષયો પાસે સરકી, વિષયાકાર ધારણ કરી લે છે બુદ્ધિના સત્વગુણનો જે આ વિષયાકાર તે જ અધ્યવસાય એને જ વૃત્તિ, જ્ઞાન, પ્રમાણ વગેરે કહેવામાં આવે છે

અને આ રીતે આટલું ધ્યાન હો ઇન્દ્રિયો અને પદાર્થોના સન્નિકર્ષ દ્વારા તમોગુણના અભિભવની વખતે સત્વગુણના ઉદ્રેકથી જન્મેલો બુદ્ધિનો જે વિષયના આકારનો પરિણામ વિશે। તે પ્રત્યક્ષ પ્રમાણ વ્યાપ્તિના જ્ઞાનપૂર્વક જન્મતો તેવો જ જે પરિણામ વિશે। તે અનુમાન પ્રમાણ અને વાક્યજન્ય એવો જે પરિણામ વિશે। તે શબ્દ પ્રમાણ ગણાય છે

અને આ પ્રમાણનુ તો ફલ શુ ? એ પ્રમાણ દ્વારા ચેતનનો જે અનુગ્રહ તે જ ફલ—તે જ પ્રમા—તે જ બોધ અર્થાત્ પોતાનામા પ્રતિબિંબિત પદાર્થોનુ પોતાનામા પ્રતિબિંબિત જે ચેતન તેની સમક્ષ સમર્પણ તે જ ચેતનાશક્તિનો અનુગ્રહ છે અર્થાત્ અંતઃકરણનો—બુદ્ધિનો એ સ્વભાવ છે કે પોતાની પાસે આવેલા પદાર્થોનુ તે આત્મા સમક્ષ નૈવેદ્ય ધરે છે "આ ઘડો છે" એ જાતનુ જે જ્ઞાન તે પ્રમાણ એ પ્રમાણ પછી તેની પાછળ પાછળ થતુ '"હુ ઘડાને જાણુ છુ" એ જાતનુ અહતાભાન સાથેનુ જે જ્ઞાન તે જ પ્રમા છે તે જ ફળ છે તે જ અનુગ્રહ છે ધ્યાન રહે કે બુદ્ધિ તો મૂળમા અચેતન છે પણ એ અચેતન બુદ્ધિમા ચેતન પુરુષનુ પ્રતિબિંબ પડે છે એ પ્રતિબિંબને લઈ જડ છતા બુદ્ધિ ચેતનના જેવી લાગે છે અને આથી તે જડબુદ્ધિનો નિશ્ચય પણ જડ છે છતાં તે જાણે ચેતનવાળો છે, એમ લાગે છે લક્ષણમા વપરાયેલા શબ્દો પણ સૂચક છે અધ્યવસાય શબ્દ સશયનુ નિરાકરણ કરે છે સશયમા નિશ્ચય હોતો નથી. અને પ્રમાણમા તો નિશ્ચયાત્મક જ્ઞાન હોય છે આથી પ્રત્યક્ષ પ્રમાણ સશયથી જુદુ અને સશયનુ નિવર્તક છે ઉપરાત લક્ષણમા વપરાયેલ વિષય શબ્દ વિપર્યયનો વિરોધી છે વિષય શબ્દ, અસદ્ જેનો વિષય છે એવા વિપર્યયજ્ઞાનનુ નિરાકરણ કરે છે અને પ્રતિ શબ્દ ઇન્દ્રિયોએ અર્થોના સન્નિકર્ષનુ સૂચન કરતો હોઈને, અનુમાન સ્મૃતિ વગેરેનુ નિરાકરણ કરે છે અનુમાનમા ઇન્દ્રિય અને પદાર્થનો સાક્ષાત્ સન્નિકર્ષ હોતો નથી. સ્મૃતિમા કેવળ સસ્કારજન્ય જ્ઞાન જ નિમિત્ત બનતા હોય છે આમ સશય-વગેરે સમાનજાતીય અને અનુમાન વગેરે અસમાન જાતીયથી ભિન્ન એવુ પ્રત્યક્ષનુ ઉપર આપેલુ લક્ષણ સપૂર્ણ છે

*   *   *

(૫)

પ્રમાણોમા જ્યેષ્ઠ અને શ્રેષ્ઠ પ્રમાણ છે પ્રત્યક્ષ. એ જ્યેષ્ઠ છે કેમકે દરેક પ્રમાણના પાયામા એ છે એ શ્રેષ્ઠ છે કેમકે એનાથી જેવી પ્રતીતિ થાય છે તેવી બીજા કોઈ પ્રમાણથી થતી નથી અને બધાય પ્રમાણો છેવટે તો પ્રત્યક્ષમા જ કૃતાર્થ થાય છે, અર્થાત્ જેને આપણે સાક્ષાત્કાર તરીકે ઓળખીએ છીએ તે પ્રત્યક્ષ જ છે સાભળેલુ કે અનુમાનેલુ જ્યા સુધી અનુભવના ફલક ઉપર ઉતરે નહીં ત્યા સુધી જીવને ચેન નહીં પડે ત્યા સુધી કૃતાર્થતા નહીં લાગે ત્યા સુધી આપણને સ્નાન કરવાની અભિરુ તાજગી નહીં આવે આથી છેવટે તો પ્રત્યક્ષનો જ ઓર વિષય છે છતા એકલા ઇન્દ્રિય અને અર્થના સન્નિકર્ષ જન્યના પ્રત્યક્ષથી, અપર પ્રમાણથી જીવન કે વ્યવહાર ચલતા નથી. ઇન્દ્રિયોથી પકડાય તેના કરતા ન

પમાણ એવી વસ્તુઓ અનંત છે અને ઇન્દ્રિયો પોતે પણ ઇન્દ્રિયોથી પકડાતી નથી। અને માનવીનો મોટા ભાગનો વ્યવહાર અપ્રત્યક્ષ ઉપર જ અવલંબે છે પ્રત્યક્ષ-અપરપ્રત્યક્ષનું ક્ષેત્ર ખૂબ જ સીમિત છે લાગે છે એ વિશાળ, પણ જો ગંભીરતાથી વિચાર કરવાની વૃત્તિ ખીલી હોય તો સમજાશે કે માણસ જીવે છે જ મોટે ભાગે અપ્રત્યક્ષમાં એને દેખાય છે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ પણ એ બધાને પકડનારી તે તે ઇન્દ્રિય તેનાથી દેખાતી નથી. મનને એ જોઈ શકતો નથી. 'અહં' ને એ, આ સામે પડેલી વસ્તુની માફક ભાળી શકતો નથી. બુદ્ધિને એ પકડી શકતો નથી. માતા કે પ્રકૃતિ એની પકડથી પર છે એનો આત્મા એનાથી અગમ્ય છે। અને આ અને આવા અનેક તત્ત્વો, છે જ્યાં ઇન્દ્રિય-પ્રત્યક્ષથી પકડાતા નથી। અને આથી પ્રત્યક્ષ ઉપરાંતના પ્રમાણો પણ આપણે જો વ્યવસ્થિત વિચાર કરવા ઇચ્છતા હોઈએ તો સ્વીકાર્યે જ છૂટકો છે। પ્રામાણિક વાતોમાં અપ્રામાણિક વર્તન ગાંડપણની નિશાની થાય। આથી હવે પ્રત્યક્ષથી ભિન્ન એવા અને જીવનમાં અતિ ઉપયોગી એવા, અનુમાન વગેરે પ્રમાણોની આપણે ચર્ચા કરવી જ ઘટે છે

અને અનિચ્છાએ પણ માણસે અનુમાન પ્રમાણ સ્વીકારવું પડે છે સામાનો માણસ અમુક વસ્તુ નથી સમજ્યો, અગર તો તેના મનમાં શંકા છે અગર તો તે ઊંધુ સમજી બેઠો છે, એ પ્રત્યક્ષપણે આપણે જાણવું કેવી રીતે? પ્રત્યક્ષ પ્રમાણથી સામાન્ય માણસ માટે એ જાણવું શક્ય નથી. બીજા કોઈ પ્રમાણથી પણ એ જાણવું અશક્ય છે અને સામાની અસમજ, સંદેહ કે ઊંધી સમજણ વિના જાણ્યા સિવાય તેને કશું કહેવું, એ કહેનાર ગાંડો છે એવી જ સાબિતી આપે। આથી અનિચ્છાએ પણ સામાના હૃદયમાં રહેલ અજ્ઞાન વગેરે અભિપ્રાય કે વચનના ભેદે અનુમાનવા પડે. આમ ચાર્વાકનો પણ અનુમાન સિવાય છૂટકો નથી.

અને અનુમાન પ્રત્યક્ષનું કાર્ય છે આથી પ્રત્યક્ષ બાદ જ તેનું નિરૂપણ યોગ્ય છે અને આમ અનુમાનનું નિરૂપણ કરવા પહેલાં અનુમાનનું સામાન્ય લક્ષણ નિરૂપિત કરવું ઘટે છે આથી હવે કારિકાકાર તેનું-અનુમાન સામાન્યનું લક્ષણ આપતા કહે છે-"तत् लिङ्गलिङ्गिपूर्वकम्"

લિંગ અને લિંગિ શબ્દ પારિભાષિક શબ્દો છે लिङ्ग्यते गम्यते ज्ञायते अप्रत्यक्ष अर्थः अनेन इति लिङ्गम् અર્થાત્ જેના વડે અપ્રત્યક્ષ વસ્તુ જણાય તે લિંગ અર્થાત્ ધૂમાડો વગેરે વસ્તુ તે લિંગ અને અગ્નિ વગેરે જે વસ્તુનું ધૂમાડો વગેરે વસ્તુ લિંગ છે તે અગ્નિ વગેરે વસ્તુ લિંગિ કહેવાય છે આ લિંગ અને

લિંગી-ધૂમાડો અને અગ્નિ-ના સાહચર્યના-વ્યાપ્તિના નિયમના જ્ઞાનપૂર્વક જન્મનું જે અપ્રત્યક્ષ પદાર્થને લગતુ અપૂર્વ, અબાધિત જ્ઞાન તે અનુમાન કહેવાય છે શાસ્ત્રમાં એને માટે પ્રસિદ્ધ દૃષ્ટાન્ત આપવામાં આવ્યું છે 'પર્વતો વહ્નિમાન્' કસ્માત્? તો ધૂમાત્ અર્થાત્ પેલા પર્વત ઉપર અગ્નિ છે એમ જાણ્યું? તો ત્યાં ધૂમાડો દેખાય છે! અને યત્ર યત્ર ધૂમ તત્ર તત્ર વહ્નિ યથા મહાનસે અને જ્યાં જ્યાં ધૂમાડો ત્યાં ત્યાં અગ્નિ હોય છે જ જેમકે રસોડામાં. અયં ચ તથા તસ્માત્ તથા અહીં આવું છે માટે પર્વત વન્હિમાન્ છે અર્થાત્ પર્વત તો આ રહ્યો છે એ પર્વત ઉપર કોઈ હમણાં અગ્નિ છે એ સિદ્ધ કરવાનું છે અગ્નિ દેખાતો નથી, પ્રત્યક્ષ નથી છતાં તે છે તો કેમ જાણ્યું કે ત્યાં અગ્નિ છે? તો તેને માટે સબળ કારણ છે ત્યાંથી ધૂમાડો નીકળતો દેખાય છે માણસે આ પહેલાં અનેકવાર અનુભવે જોયું જ છે કે જ્યાં જ્યાં ધૂમાડો હોય છે ત્યાં અગ્નિ હોય છે જ ધૂમાડો હોય ત્યાં અગ્નિ હોવો જ જોઈએ વિના અગ્નિ ધૂમાડો સંભવતો જ નથી. ધૂમાડો અને અગ્નિ વચ્ચે અવિનાભાવ સંબંધ છે એને જ વ્યાપ્તિનો નિયમ કહેવામાં આવે છે એના સમર્થનમાં ધૂમાડો અને અગ્નિનું સાહચર્ય રસોડામાં જોવા મળે છે પર્વત ઉપર ધૂમાડો જોવામાં આવે છે અને એ ધૂમાડો જોનાર માણસના મનમાં પેલા સાહચર્યની સ્મૃતિ ઉપસ્થિત થાય છે આ સંબંધજ્ઞાને એ નિશ્ચય કરી શકે કે પર્વત ઉપર અગ્નિ હોવો જ જોઈએ. અગ્નિનું અસ્તિત્વ આમ પ્રત્યક્ષપણે દેખાતું નથી, છતાં લિંગ જે ધૂમાડો અને લિંગી જે અગ્નિ-એ બેના અવિનાભાવ સંબંધના જ્ઞાન ઉપરથી અગ્નિ હોવો જ જોઈએ એવો નિર્બાધ નિર્ણય લઈ શકાય છે આમ આ રીતે જ્ઞાન મેળવવાનો જે તરીકો તે જ અનુમાન પ્રમાણ છે અનુમાનથી મેળવેલું જ્ઞાન પ્રત્યક્ષમાં જૂઠું ન પડવું જોઈએ પર્વતમાં અનુમાને નક્કી કરેલો અગ્નિ જાતે જઈને જોઈએ તો દેખાય છે અને આ રીતે અનુમાન પ્રત્યક્ષને છેવટે વધારે નીકટ છે આ દૃષ્ટિએ સાચું અનુમાન પરિણામે પ્રત્યક્ષની કસોટી ઉપર ચડી પાર પડી શકે છે આથી અનુમાન પ્રમાણ અપ્રતિષ્ઠિત નથી. આ વિષય ખૂબ શાસ્ત્રીય હોઈને એની અતિ તાર્કિક ચર્ચા અહીં જાણીજોઈને કરી નથી! આ તો ખપ પૂરતો જ એનો સ્પર્શ કર્યો છે

આમ અનુમાનનું સામાન્ય લક્ષણ આપ્યું હવે એના જે ભેદ છે તેનો ઉલ્લેખ કરતાં કહે છે "ત્રિવિધં અનુમાનમાખ્યાત તત્' અર્થાત્ સામાન્યપણે જેનું લક્ષણ આપ્યું છે તે અનુમાન પેટા ભેદે ત્રણ પ્રકારનું છે એ ત્રણ પ્રકારના નામો છે (૧) પૂર્વવત્ અનુમાન (૨) શેષવત્ અનુમાન. (૩) સામાન્યતોદૃષ્ટ અનુમાન.

સૌથી પહેલા તો અનુમાનના બે પ્રકારો છે 'વીત' અને 'અવીત' અન્વયમુખે વર્તતું હોઈને જે વસ્તુનું સાધક બને તે 'વીત' અનુમાન અર્થાત્ જે જે ધૂમાળાનું તે તે અગ્નિવાળું આ રીતે વર્તતું હોઈને, જે અગ્નિને સિદ્ધ કરનાર અનુમાન તે વીત અનુમાન. વ્યતિરેક મુખે વર્તતું હોઈને જે વસ્તુનું સાધક બને તે અવીત આ અવીત અનુમાનને જ શેષવત્ અનુમાન કહે છે शिष्यते–परिशिष्यते इति शेष, स एव विषयतया यस्य अस्ति अनुमानज्ञानस्य तत् शेषवत् અર્થાત્ બાકી રહે તે જ જે અનુમાન જ્ઞાનનો વિષય બને તે શેષવત્ એનું ઉદાહરણ આગળ આપવામાં આવશે.

'વીત' અનુમાનના બે પ્રકારો છે (૧) પૂર્વવત્ અને (૨) સામાન્યતો દૃષ્ટ એ બે પૈકી પૂર્વવત્ અનુમાનનું લક્ષણ શું ? વાચસ્પતિમિશ્ર એનો જવાબ આપતા કહે છે—तत्र एकं दृष्टस्वलक्षणसामान्यविषय यत् तत् पूर्ववत् અર્થાત્ પહેલા અસાધારણરૂપ જોવા–જાણવામાં આવ્યું છે જે સામાન્યનું તેને दृष्टस्वलक्षण સામાન્ય કહે છે અર્થાત્ વસ્તુના બે રૂપ હોય છે એક અસાધારણ, બીજું સાધારણ, તે બે પૈકી જે અસાધારણરૂપ તે સ્વલક્ષણ કહેવાય છે જે સકલ વ્યક્તિને સાધારણ તેને સામાન્ય લક્ષણ કહે છે માણસનું પોતાનું વ્યક્તિગતરૂપ રંગ તે સ્વલક્ષણ માનવજાતિની વ્યક્તિ માત્રને વ્યાપ્ત રહેતું જે મનુષ્યત્વ તે સામાન્ય લક્ષણ. માનવ–સ્વલક્ષણ. માનવત્વ સામાન્ય લક્ષણ ધૂમાડા ઉપરથી પર્વત ઉપર અગ્નિ છે એવું અનુમાન આપણે કરીએ છીએ જે અગ્નિનું આપણે અનુમાન કરીએ છીએ તે અગ્નિત્વ જેમાં સામાન્ય છે એવો વિશેષ અગ્નિ છે આવું, અગ્નિત્વ જેમાં સામાન્ય છે એવા અગ્નિનું વિશેષ સ્વરૂપ આપણે રસોડામાં જોયું છે તો જેનું વિશેષ સ્વરૂપ આપણને જાણીતું હોય એવા અગ્નિત્વ સામાન્યવાળા વિશેષ અગ્નિનું પર્વત ઉપર આપણે અનુમાન કરીએ છીએ. તો જેનું પૂર્વ છે–એટલે કે પ્રસિદ્ધ છે–એટલે કે જાણીતું છે સ્વલક્ષણ–સામાન્ય તેને લગતું જે અનુમાન તે પૂર્વવત્ અનુમાન ધ્યાન દઈને સમજવાનો પ્રયત્ન કરતા આ કઠિન ચર્ચા સમજાશે એટલી ખાત્રી છે

બીજું વીત તે 'सामान्यतो दृष्ट' નામનું અનુમાન છે પૂર્વવત્‌માં જેમ વસ્તુનું અસાધારણ વ્યક્તિગતરૂપ જાણીતું હોય છે તેમ આમાં હોતું નથી. એમાં વસ્તુનું અસાધારણ સ્વરૂપનું અજ્ઞાત જ હોય છે અને તેના સાધારણ સ્વરૂપનું જ ભાન હોય છે, તો જે અનુમાનથી વસ્તુનું વ્યક્તિગતરૂપ નહીં પણ સામાન્ય સ્વરૂપ સમજાય તે અનુમાન તે सामान्यतो दृष्ट અનુમાન કહેવાય. ઇન્દ્રિયને લગતું અનુમાન તે આ પ્રકારનું છે જોવાની ક્રિયા એક ક્રિયા છે ક્રિયા હોઈને એને કરવાનું કરણ–સાધન હોવું જ જોઈએ. કેમકે વિના સાધન ક્રિયા ન સંભવે. તો

ક્રિયા હોઈને જોવાની ક્રિયાના કરણત્વનું આપણે અનુમાન કરીએ છીએ પણ જે જ્ઞાનનુ રૂપાદિ જ્ઞાનમા કરણત્વ અનુમિત થાય છે, તે જ્ઞાનના કરણનુ પ્રત્યક્ષ જ્ઞાન થતુ નથી. અર્થાત્ આપણે આખ વડે રૂપ જોઈએ છીએ પણ આખ નામની ઇન્દ્રિય આપણે પ્રત્યક્ષ જોઈ શકતા નથી આપણે જેને આખ તરીકે ઓળખીએ છીએ તેતો આખરૂપી ઇન્દ્રિયના પ્રાકટ્યનુ દ્વાર માત્ર છે ખરી આખ તો તેના ગોળકમા હોય છે આમ ઇન્દ્રિયના સામાન્યનુ આપણને જ્ઞાન છે, પણ એના વિશેષનુ જ્ઞાન નથી. જાતિનુ ભાન છે, પણ વ્યક્તિનુ દર્શન નથી. વહ્નિત્વ સામાન્યનુ વ્યક્તિરૂપ જે વહ્નિ તે આપણે જેમ જોઈ શકીએ છીએ તેમ ઇન્દ્રિયત્વ સામાન્યનુ વ્યક્તિરૂપ જે આખ—તે આપણે જોઈ શકતા નથી. અને છતા તે છે આથી "अदृष्टस्वलक्षण सामान्य" ને લગતુ જે અનુમાન તે સામાન્યતોદૃષ્ટ અનુમાન કહેવાય છે સાવધાન થઈને વાચવાથી જ આ સમજાય એવુ છે તો આ રીતે અનુમાન પ્રમાણ ખુબ જ ટૂકમા આપણે જોયુ

અને અનુમાન પછી આવે શબ્દપ્રમાણ. એનુ લક્ષણ આપતા શબ્દકાર કહે છે—"आप्तश्रुति आप्तवचन तु" અર્થાત્ આપ્તવચન એટલે આપ્ત શ્રુતિ

આપ્ત એટલે પ્રાપ્ત એટલે યુક્ત. યુક્ત એવી જે શ્રુતિ તે આપ્તશ્રુતિ. અને શ્રુતિ એટલે વાક્યથી જન્મતુ વાક્યાર્થનુ જ્ઞાન અને જે સ્વત પ્રમાણ હોય તે યુક્ત ગણાય. અર્થાત્ અપૌરુષેય—વેદના વાક્યથી જન્મેલુ હોઈને, તમામ ભ્રમ–પ્રમાદ વગેરે દોષોથી મુક્ત હોઈને આપ્તશ્રુતિ કહેવાય છે અર્થાત્ વેદવાક્ય એ આપણે માટે આપ્તપ્રમાણ છે એટલા વેદ જ નહી વેદને અનુસરનાર સ્મૃતિ–પુરાણ–ઇતિહાસ વગેરે પણ આપણે માટે આપ્તવચન છે તે બધાના વાક્યોથી જન્મતુ વાક્યાર્થ જ્ઞાન યુક્ત છે

અર્થાત્ આ રીતે પ્રમાણમીમાસા પૂરી થાય છે પ્રમાણથી પ્રમેયની સિદ્ધિ થાય છે પૂર્વે ન જાણેલા અને જાણ્યા પછી જેને લગતી સમજમા ભાવિમા ફરી ફેર ન પડે એવી અર્થને લગતી જે ચિત્તવૃત્તિ તે પ્રમાણ છે દરેક પ્રમાણ દ્વારા પદાર્થને લગતી સાચી સમજ મળે છે અને આથી વિવેકના શાસ્ત્રમા પ્રમાણનુ મહત્વ ખુબ જ છે પ્રમાણ સિવાય વિવેકના પ્રકરણમા એક પણ કદમ આગળ ન મૂકી શકે તો તે વિચારસરણી અનર્ગલ થાય.

અને પ્રત્યક્ષ અનુમાન અને આપ્ત એમ ત્રણ પ્રકારના પ્રમાણમા ઉપમાન વગેરે બધાય પ્રમાણોનો સમાવેશ થઈ જાય છે.

* * * *

( ૬ )

સાંખ્યનાસ્ત્ર પ્રમેય પ્રધાનશાસ્ત્ર છે. પ્રમેયના જ્ઞાન માટે એમાં પ્રમાણોનો વિચાર છે વ્યક્ત અવ્યક્ત અને ચેતન પુરુષ આ ત્રણ પ્રમેય પદાર્થ છે એ પ્રમેયની પ્રાપ્તિની માટે પ્રમાણની ચર્ચા હતી. પ્રમેયનું જ્ઞાન પ્રમાણને અધીન છે આથી પ્રમેયની સિદ્ધિ માટે આપણે પ્રમાણના સક્ષેપમાં લક્ષણ વિચાર્યાં તો એ ત્રણ પ્રમેયમાં પણ મુખ્યત્વે ક્યા પ્રમેયની સિદ્ધિ માટે સાંખ્યશાસ્ત્રે ચેષ્ટા કરી છે એ વિચારવા યોગ્ય છે. અલ્પ ફળ માટે અધિક પ્રયત્ન ન કરવો ઘટે. મહાપરિશ્રમ તો મહાફળને માટે જ હોય! પૃથ્વી વગેરે વ્યક્ત પદાર્થોની જાણકારી માટે તો પ્રત્યક્ષ વગેરે પ્રમાણો છે જ અને તે દ્વારા નિરક્ષર માણસ પણ પૃથ્વી વગેરેને તો પામી શકે છે ઉપરાંત પૂર્વવત્ નામના અનુમાનથી ધૂમાદિ વગેરેના દર્શનથી, અગ્નિ વગેરેનું અનુમાન કરવા માટે પણ શાસ્ત્રારંભ મહ પ્રયોજન ગણાય. શાસ્ત્રની જ તેને અંગ્ના મળે તો દુર્ગમ વસ્તુની શોધ માટે યત્ન કરવો ઘટે. તેમા જ તેનું ગૌરવ. આથી હવે જે પ્રમાણ જે વસ્તુના પ્રતિપાદન માટે શક્તિમાન છે તે પ્રમાણને, બધા પ્રમાણોમાંથી વિભક્ત કરીને હવે પછીની કારિકામા ગ્રંથકાર બતાવે છે આ રહી તે કારિકા—

**सामान्यतस्तु दृष्टाद् अतीन्द्रियाणां प्रतीतिरनुमानात् ॥**
**तस्मादपि चासिद्ध परोक्षं आप्तागमात् सिद्धम् ॥ ६ ॥**

પ્રધાન પુરુષ વગેરે અતીન્દ્રિય પદાર્થોનું જ્ઞાન સામાન્યતોદૃષ્ટ અનુમાનથી થાય છે અને તેનાથી પણ જે ન સાબિત થાય એવા પરોક્ષ પદાર્થોની સિદ્ધિ આપ્ત પ્રમાણથી થાય છે ॥ ૬ ॥

કારિકામા જે 'તુ' શબ્દ છે તે સામાન્યતોદૃષ્ટ અનુમાનને પ્રત્યક્ષ અને પૂર્વવત્ અનુમાનથી વિશિષ્ટ કરે છે સાંખ્યશાસ્ત્રના પ્રકૃતિ પુરુષ વગેરે પદાર્થો અતીન્દ્રિય હોવાને સામાન્ય રીતે કોઈની પકડમા આવતા નથી. જે પકડમા ન આવે તે નથી એમ માનવા માનવ લલચાઈ જાય છે આથી પકડમા ન આવે છતા છે એવા બારીક પદાર્થો સામાન્યતોદૃષ્ટ અનુમાનથી સિદ્ધ થાય છે અર્થાત્ પ્રકૃતિ પુરુષ વગેરે પદાર્થોની સિદ્ધિ માટે સામાન્યતોદૃષ્ટ અનુમાન કામયાબ નીવડે છે ઉપરાંત શેષવત્ અનુમાનથી પણ કેટલાક પદાર્થો સિદ્ધ થાય છે

પણ તમામ અતીન્દ્રિય પદાર્થોની સિદ્ધિ માટે સામાન્યતોદૃષ્ટ અનુમાન જ પર્યાપ્ત નથી. સ્વર્ગ વગેરે લોકોની અસ્તિ, ક્ષીર સમુદ્ર વગેરેની હયાતી, પ્રકૃતિમાથી મહાન, તેમાથી અહંકાર વગેરે જન્મે છે એવો જે જન્મક્રમ વગેરે વસ્તુઓનો સદ્ભાવ આપ્ત પ્રમાણથી જ નક્કી થાય છે અને એવા પદાર્થો છે આપણે

છે'ના પ્રદેશને કદી સીમિત નહીં કરી શકીએ. 'છે' નો ક્યાંયે છેડો નથી. એ અનન્ત છે. આથી એવા પદાર્થોની સિદ્ધિ આગળ પ્રમાણથી થાય છે. 'ચ'કાર- શેષવત્‌નો પણ સમુચ્ચય સૂચવે છે. આથી પ્રામાણિક શાસ્ત્રચર્ચામાં ત્રણે પ્રમાણો પોતપોતાની રીતે ખૂબ ઉપયોગી છે. ॥ ૬ ॥

પણ માનવની શંકાને ક્યાં સીમા છે? પ્રત્યક્ષની નિવૃત્તિ ઘણી વખત પદાર્થનો અભાવ પણ સિદ્ધ કરે છે. આકાશકુસુમ, કાચબાનાં રોમ, સસલાનું શિંગ વગેરેમાં પ્રત્યક્ષ પ્રમાણ વર્તતું નથી, અને પ્રત્યક્ષની પ્રવૃત્તિ ન થતી હોઈને આપણે તે તે પદાર્થોની હયાતી સ્વીકારી શકતા નથી, તેમ પ્રકૃતિ પુરુષ વગેરેની બાબતમાં સમજીએ તો શું ખોટું? સાંખ્યશાસ્ત્ર અને તેની માથું ખાઈ નાંખે એવી બારીક ચર્ચાઓનો જુલમ તો ટળે? તો જે પદાર્થો દેખાતા નથી, પ્રત્યક્ષ જેને જાણું કરી શકતું નથી તેને સામાન્યતોદૃષ્ટ વગેરે અનુમાનોથી સાબિત કરવાનો પ્રપંચ ગાંડપણ નથી શું? આ શંકાનો જવાબ વાળતાં કારિકાકાર ભણે છે.—

**अतिदूरात्, सामीप्यात्, इन्द्रियघातात्, मनोऽनवस्थानात् ।**
**सौक्ष्म्याद् व्यवधानात्, अभिभवात् समानाभिहाराच्च ॥ ७ ॥**

અતિ દૂરતા, અતિ સમીપતા, ઈન્દ્રિયોની વિકલતા, મનની અનવસ્થા, સૂક્ષ્મતા આડખીલી, અભિભવ, અને સમાનમાં મિશ્રણ વગેરે કારણોને લઈને હોય છતાં વસ્તુ જણાતી નથી. ॥ ૭ ॥

અર્થાત્ પ્રત્યક્ષની નિવૃત્તિ માત્રથી વસ્તુનો અભાવ થઈ જતો નથી. યોગ્ય પ્રત્યક્ષની નિવૃત્તિ હોય તો વાત જુદી છે. પ્રધાન પુરુષ વગેરે પદાર્થોની પ્રતીતિ કરાવવાની પ્રત્યક્ષની યોગ્યતા નથી અને આથી પ્રત્યક્ષની ત્યાં પ્રવૃત્તિ નથી. આથી પ્રત્યક્ષની નિવૃત્તિ માત્રથી પ્રામાણિક વિચારકો વસ્તુની હયાતી નથી એવું ઉતાવળિયું અને ધોખલિયું માની બેસતા નથી. વસ્તુ હોય છતાં ન પકડાય એમાં લગભગ આઠ નવ હેતુઓ છે. દા. ત. અતિ દૂરતાને લઈને છે છતાં વસ્તુ નહીં નજરે ચડે. જેમકે આકાશમાં ઊડતુ પંખી, અતિ દૂર જાય—તો હોય છતાં તે દેખાતું નથી. અને દેખાતું નથી—પ્રત્યક્ષની નિવૃત્તિ થઈ એટલાથી એમ ન સિદ્ધ કરી શકાય કે પક્ષી નથી! આંખમાં આંજેલું કાજળ અતિ પાસે હોઈને છે છતાં જણાતું નથી! આંધળો આંખરૂપી ઇન્દ્રિયની વિકલતાને લઈને રૂપ જોઈ શકતો નથી. તેથી રૂપ નથી એમ કયો ડાહ્યો માણસ માને? અને કામી માણસ પોતે દહાડે-રસ્તે ચાલતાં ફૂલને છૂંદી મારે! આંખ નથી એમ થોડું જ છે! છે છતાં તે તેને જોતો છતાં ચગદે છે. કારણ? તો મનનાં ઠેકાણાનો અભાવ! અને આપણી નજર સામે તરસતું પરમાણુ આપણે જાતી આંખે ન જોઈ શકીએ!!

શાથી? તો સૂક્ષ્મતાને લઈને. વચ્ચે દીવાલ ઊભી હોય તો પાડોશીના ઘરમાંની ચીજ હોય છતાં નથી દેખાતી! કારણ?—તો વ્યવધાન. સૂર્યનાં તેજે દિવસે તારા કે નક્ષત્રો જણાતાં નથી! સૂર્યકિરણે અભિભવ પામેલાં તેઓ છે છતાં 'નથી' બની જાય છે! અને વાદળામાંથી સરકતું પાણીનું ટીપું સરોવરમાં પડે તો? સરોવરરૂપ થઈ જાય! ટીપું અંદર જ છે પણ, તેને બહાર કાઢી બતાવી ન શકાય! બાળપણમાં એક ઉપર પુરુષને મૂછ ન હોય તેથી તે નથી એમ માનવાની જરૂર? એ તો અપ્રકટ અવસ્થામાં તેટલી જ પડી છે! આમ છે છતાં વસ્તુઓ ઉપરનાં કારણોને લઈને જણાતી નથી અને આથી અનુમાન વિજયી નિવડે છે. આથી દેખાય નહીં એટલે વસ્તુનો અભાવ જ હોય એવા ગાંડપણથી માણસે પર થવું ઘટે.

અને છે છતાં આત્મા અતિ સૂક્ષ્મતા, અતિ સમીપતા, ઇન્દ્રિયોનો અવઘાત, મનની અનવસ્થા સૂક્ષ્મતા, આંતર વ્યવધાન (પ્રતિબંધ) માયાના આક્રમણના અભિભવ, તથા સૌ સાથે સૌ રૂપ થઈને ભળી ગયેલ હોઈને અને અપ્રકટ અવસ્થામાં રહેલો હોઈને જ જણાતો નથી ને? માટે છે તેવી વસ્તુઓ પ્રત્યક્ષને અધીન હોવી જ જોઈએ એવી તકરાર અર્થહીન છે.

વસ્તુ હોય છતાં પ્રત્યક્ષની પકડમાં ન પણ આવે. એ માટે આઠ નવ કારણો આપણે જોઈ ગયા. તો એ પૈકી કયું કારણ પ્રધાન વગેરેની અપ્રત્યક્ષતામાં કારણરૂપ છે? જવાબ વાળતાં કારિકાકાર કહે છે—

**सौक्ष्म्यात् तदनुपलब्धिः, नाभावात् कार्यतस्तदुपलब्धेः ।**
**महदादि तच्च कार्यं प्रकृतिसरूपं विरूपं च ॥ ८ ॥**

સૂક્ષ્મતાને લઈને તેની ઉપલબ્ધિ થતી નથી; નહિ કે અભાવને લઈને કાર્ય ઉપરથી તેની ઉપલબ્ધિ થાય છે અને મહત્ વગેરે તેનું કાર્ય છે. પ્રકૃતિને સરૂપ તથા તેનાથી વિરૂપ પણ (એ કાર્ય) છે ॥ ૮ ॥

અર્થાત્ પ્રધાન વગેરે પદાર્થોની અનુપલબ્ધિ તેઓ સૂક્ષ્મ છે તેથી નથી થતી, નહીં કે તેઓ નથી માટે થતી નથી. જેમ સાતમો રસ નથી માટે તેની પ્રતીતિ થતી નથી તેમ અહીં નથી. સાતમો રસ તો નથી માટે જ તેને પ્રત્યક્ષ પ્રમાણ કે કોઈપણ પ્રમાણ પકડી શકતું નથી. અહીં તો પ્રકૃતિ વગેરે છે પણ ને સૂક્ષ્મતમ હોઈને પ્રત્યક્ષની તેમને પકડવાની યોગ્યતા નથી, અને ઉપરાંત ઇતર બીજાં પ્રમાણથી એ છે એવું નક્કી થાય છે. અને આથી અયોગ્ય હોઈને પ્રત્યક્ષ, પ્રધાન વગેરેની સિદ્ધિમાં સાધક નથી. માટે અભાવને લઈને એમની પ્રતીતિ નથી એમ નથી. કાર્ય ઉપરથી નીરાંતે કારણનું અનુમાન થઈ શકે છે! અહીં પણ તેમ જ છે. મહત્ વગેરેમાં કાર્યના ધર્મો છે. એમ હોઈને તેનું કારણ હોવું જ જોઈએ કેમકે નિષ્કારણ કાર્ય હોઈ શકતું નથી.

તો એ માર્ગ કયું? મહત્ તત્ત્વ વગેરે એ પ્રકૃતિના કાર્ય છે એમાના કેટલાક પ્રકૃતિ–સરૂપ છે અર્થાત્ કેટલાક મળે પ્રકૃતિ જેવા છે કેટલાક તેનાથી વિરૂપ છે। અને એ તો આગળ સ્વયપ્રથમ સમજાવનાર છે એટલે આપણે અત્ર એ ન જોઈએ. પ્રકૃતિ આદિનુ કાર્યોનુ સારૂપ્ય અને વૈરૂપ્ય વિવેકતામા અતિ ઉપયોગી છે ॥ ૮ ॥

*   *   *

(૭)

આ ઠેકાણે એક શકા ઉપજે કે કાર્ય ઉપરથી કેવળ તેનુ વાચક કારણ છે એટલુ જ સમજાય છે અને એમના ઉપરથી પ્રકૃતિ જ સમસ્ત જગતનુ કારણ છે એ કેમ કરી બેસાય? એ વિષયમા મતમતાન્તરો પ્રવર્તે છે એક બીજાથી વિરોધી વાદો જ્યા હોય ત્યા નિશ્ચય કરવો અશક્ય નહીં તો પણ કપરો તો જરૂર છે કેટલાક વિચારકોના મત પ્રમાણે અસત્‌માથી સત્ જન્મે છે બીજાને મતે એક સત્‌નો વિવર્તમાત્ર તે જ આખુ કાર્યનુ માંગણ છે કાર્ય સત્ નથી! કેટલાક માને છે કે સત્‌માથી અસત્ ઉપજે છે સત્‌માથી સત્ ઉપજે છે એવો સાખ્યાચાર્યોનો સુનિશ્ચિત મત છે તો આ મતાન્તરોનુ નિરસન કર્યા વિના નિરાકુલપણે પ્રકૃતિવાદનો સ્વીકાર કેવી રીતે થાય? તો મતાન્તરોનો નિરાસ બુદ્ધિપૂર્વક કરવો જ રહ્યો.

આમ આ ચાર મતો પૈકી કાર્ય ઉપરથી જેવા કારણનુ અનુમાન થઈ શકે એવુ કારણ સાખ્ય સિવાયના કોઈપણ વિચારક સમર્પી શક્યા નથી. જગતના પદાર્થોમા સુખદુઃખ અને મોહનો અનુભવ થાય છે અર્થાત્ કાર્યમાત્ર સુખદુઃખ અને મોહથી સમન્વિત છે અને કાર્યમા જે કાઈ હોય તે કારણમા હોવુ જ ઘટે નહીંતર કાર્યકારણ ભાવ હોઈ શકે નહીં તતુની ધવલતા પટમા ઉતરે જ તો પ્રધાન–પ્રકૃતિ પણ સુખદુઃખ મોહ સ્વરૂપી હોવી જ જોઈએ. સત્વ–રજ–તમ ગુણની સુખ–દુઃખ–મોહ સ્વરૂપે પ્રતીતિ થાય છે અને એ ત્રણે ગુણોનુ જ બીજુ નામ છે પ્રકૃતિ એ જગજ્જનની આદ્યશક્તિ છે મહામાયા છે

અસત્‌માથી સત્ ઉત્પન્ન થતુ હોત તો કારણ અસત્ અને અનિર્વચનીય હોઈને એ કારણ કેવી રીતે થાય? કેમકે સત્ અને અસત્‌નુ તાદાત્મ્ય સભવી શકતુ નથી. અને કાર્ય કારણમા તો તાદાત્મ્ય હોય જ છે અને આથી બૌદ્ધોનો આ મત અસ્વીકાર્ય થઈ પડે છે

ઉપરાંત એક સત્‌નો વિવર્ત એટલે જ કાર્યસમુદાય એ વેદાન્તીઓનો મત પણ ગભીર ન લેખાય. કેમકે તેમ માનતા પણ

અને [illegible] તેમને મતે ભ્રમમાત્ર છે। અસત્ છે જો સત્માંથી અસત્ ઉપજતું હોય તો વેદાન્તીને લાગુ પાડેલો દોષ તેમના પક્ષે પણ દુર્નિવાર છે કેમકે સત્ અને અસત્નું તાદાત્મ્ય સંભવતું નથી।

ઉપરાંત અસત્માંથી અસત્ ઉપજે છે એમ કહેનારા નૈયાયિકો અને વૈશેષિકોના મત પ્રમાણે પણ પ્રધાનની સિદ્ધિ થઈ શકતી નથી। તેમાં પણ સત્ અસત્નું ઐક્ય બની શકતું નથી. આથી પ્રધાનની સિદ્ધિ કરવા માટે આચાર્ય પહેલાં તો જેને 'સત્કાર્ય' કહે છે તેને સિદ્ધ કરવા પ્રતિજ્ઞા કરતા કહે છે

असद् अकरणात् उपादानग्रहणात् सर्वसंभवाभावात् ।
शक्तस्य शक्यकरणात् कारणभावाच्च सत्कार्यम् ॥ ९ ॥

અસત્નું કંઈ કરી શકાતું ન હોઈને, કાર્ય માટે કારણનું ગ્રહણ થતું હોઈને, સર્વનો સર્વત્ર સંભવ ન થતો હોઈને શક્ત કારણમાંથી જ શક્ય કાર્ય થતું હોઈને કાર્ય કારણનો ભાવ હોઈને કાર્ય જેમ ઉપજ્યા પછી તેમ ઉપજ્યા પહેલાં પણ સત્ હોય

અર્થાત્ સત્કાર્યનો એટલે કારણના વ્યાપાર પહેલાં પણ કારણમાં કાર્ય અપ્રકટ રૂપે હોય છે જ એ વાદ. કારણના વ્યાપાર બાદ જેમ કાર્ય અસ્તિત્વમાં આવતું દેખાય છે તેમ તે પહેલાં પણ કાર્ય કારણમાં હયાત હતું જ અને હતું તે જ પ્રકટે છે નવું ઉપજતું નથી। ઉપજતું દેખાય છે તેટલું જ બાકી જે જેમાં ન હોય તે તેમાંથી ઉપજી શકે જ નહીં આથી કાર્યમાત્ર કારણમાં પ્રકટ થતા પહેલાં હતું જ કારણ વ્યાપાર ફક્ત તેની અભિવ્યક્તિ તેટલી જ કરે છે અર્થાત્ સાંખ્યાચાર્યોની સિદ્ધાન્ત દૃષ્ટિ પ્રમાણે ઉત્પત્તિ અને વિનાશનો અર્થ ફક્ત અભિવ્યક્તિ અને તિરોધાન તેટલો જ છે। એ સિવાય એનો કશો બીજો અર્થ નથી. અને આ વાદ ખૂબ બુદ્ધિપૂર્વક નિર્ણીત થયો છે વ્યવહાર જીવનમાં એ વાદની અર્થ વ્યાપ્તિ આપણે યથાસ્થાને જોઈશું અત્યારે તો સત્કાર્ય વાદ સિદ્ધ કરનારા હેતુઓને જ તપાસીએ

નૈયાયિકોને મતે સત્ કારણમાંથી પૂર્વે અસત્ એવું કાર્ય જન્મે છે જો કારણમાં કાર્ય હયાત જ હોય તો તેને સિદ્ધ શું કરવાનું ? માટીમાં ઘડો જો છુપાયો જ છે તો પછી કુંભારે તેને ઘડવાની વિધિ કરવાની રહેતી નથી આવી છે દલીલ નૈયાયિકોની અર્થાત્ કારણનો વ્યાપાર થયા બાદ કાર્ય સત્ છે એમ નૈયાયિકો પણ માને છે તેમની માન્યતાને નિર્મૂલ કરતા આચાર્ય કહે છે કે નૈયાયિકોની પેઠે અમે કાર્યને સત્ નથી માનતા. અમે તો કારણ વ્યાપાર પહેલાં પણ કારણમાં કાર્ય હતું જ એમ માનીએ છીએ અને અમારી માન્યતાને સમજા

હેતુઓ દ્વારા અમે સમર્થિત કરીએ છીએ. યદ્યપિ બીજના નાશ પછી જ અંકુરની ઉત્પત્તિ દેખાય છે, માટીના પિંડના નાશ પછી જ ઘડો ઉપજતો ભાળવામાં આવે છે, છતાં અંકુરની ઉત્પત્તિમાં કે ઘડાના ઉદ્ભવમાં પ્રધ્વંસ–અભાવ–કારણરૂપ નથી. પણ બીજ વગેરેના ભાવાત્મક અવયવો જ કારણરૂપ છે. અભાવમાંથી જો ભાવની ઉત્પત્તિ થતી હોત તો તે તો ઘણું અને બધે સુલભ છે આથી બધે બધા કાર્યોની ઉત્પત્તિ થઈ શકત. સસલાંના શિંગડાનાં હાટ ભરાયાં હોત! અને પ્રમાણથી પ્રસિદ્ધ થતો આ પ્રપંચ જ્યાં સુધી તેનો કોઈ બાધક ન હોય ત્યાં સુધી એ મિથ્યા છે એમ કહેવું એ પણ સાહસ છે! આથી હવે નૈયાયિકો અને વૈશેષિકોના મતનું ખંડન કરવું જ બાકી રહે છે આથી તે કરવા માટે સૌથી પહેલાં તો પ્રતિજ્ઞા કરે છે કે "કાર્ય (૧) સત્" છે. અને પ્રતિજ્ઞા માત્રથી તો વિધાનની સિદ્ધિ નથી! આથી તેનું કારણ આપતા કહે છે અસદકરણાત્–અર્થાત્ કારણની પ્રવૃત્તિ થવાં પહેલાં જો કાર્ય સદ્રૂપ ન હોત તો કોટિરૂપે પણ તેની અસ્તિ સર્જી ન શકાય! કરોડો શિલ્પિઓ લીલી ચીજને પીળી ન કરી શકે! માણસને શીંગડું કોણ ઉગાડી શકે?

સત્ અને અસત્ એ ઘડાના બે ધર્મો છે એમ કહો તો તે પણ યોગ્ય નથી. ઉપજ્યા પહેલાં ઘડો અસત્. કારણ વ્યાપાર પછી ઘડો સત્. આમ સત્ અને અસત્ ઘડાના બે ધર્મો માનીએ તો ધર્મીની ગેરહાજરીમાં ધર્મો કોના? ધર્મો નિરાધાર તો ટકે નહીં! આથી સત્ત્વ જ સિદ્ધ થાય અને તો પછી અસત્ત્વનો નિરાસ જ ગણાય! ઘડો, જો માટી સાથે તેનો સંબંધ નથી, તેની સાથે તદ્રૂપ નથી, અને અસત્ છે તો પછી ઘડો ઘડો કહેવાય કેવી રીતે? આથી કારણ વ્યાપારની જેમ બાદ, તેમ તેના પહેલાં પણ કાર્ય સત્ જ છે. અને સત્ એવા કાર્યની કારણમાંથી અભિવ્યક્તિ તેટલી જ બાકી રહે છે અને સત્તી અભિવ્યક્તિ ઉચિત છે પીલવાથી તલમાંથી તેલ નીકળે! ઉપરાંત અસત્નાં કરણનું–એને કરવાનું કોઈ દૃષ્ટાંત નથી! અભિવ્યક્ત થતું કે ઉત્પન્ન થતું કદીપણ અસત્ જોવામાં આવતું નથી!

(૨) ઉપાદાનગ્રહણાત્–રૂપી બીજા હેતુથી પણ સત્કાર્ય જ સિદ્ધ થાય છે. ઉપાદાનો એટલે કારણો. તેનું ગ્રહણ એટલે કાર્ય સાથે સંબંધ. અર્થાત્ ઉપાદાનો સાથે કાર્યના સંબંધને લઈને પણ કારણ વ્યાપારની પહેલા પણ કાર્ય સત્ છે એ સિદ્ધ થાય છે અર્થાત્ કાર્ય સાથે સંબંધ ધરાવતાર કારણ કાર્યનું જનક છે અને સંબંધ બેની વચ્ચે હંમેશા હોય. તેમાં એક પણ અસત્ હોય તો એ સંબંધ સંભવે નહીં અને આથી કાર્ય સત્ છે એ સિદ્ધ થાય છે

(૩) વળી શંકા અહીં એ છે, કારણો સાથે અસંબદ્ધ જ કાર્ય કેમ ન જન્મે? જો તેમ થાય તો અસદ્ જ ઉપજે. આથી કહે છે "सर्वसम्भवाभावात्" અસંબદ્ધ જ જન્મતું હોય તો એ અસંબદ્ધત્વ સર્વ સમાન છે અને આથી બધું સર્વ કારણથી જન્મત. પણ એવું જોવામાં આવતું નથી। તેથી અસંબદ્ધથી અસત્ નહીં પણ સંબદ્ધથી સંબદ્ધ જન્મે છે માટે કાર્ય સત્ છે

(૪) વળી આ શંકા કરીને સમજે. અસંબદ્ધ હોવા છતાં પણ સત્ તે જ કરી શકે કે જે કારણ જે કરવા શક્ત હોય અને કારણની શક્તિ તેના કાર્ય ઉપરથી જણાય છે અને આથી અવ્યવસ્થા નહીં થાય. આ શંકાનો નિરાસ કરતા કહે છે शक्तस्य शक्यकरणात् ।

શક્ત કારણના આશ્રયે રહેલી તે શક્તિ સર્વત્ર છે કે શક્યમાં જ છે? જો સર્વત્ર હોય તો તો પૂર્વની અવ્યવસ્થા છે તેવી ને તેવી જ રહે અને શક્યમાં જ તે શક્તિ રહેલી હોય તો પછી અસત્ એવા શક્યમાં તે કેવી રીતે હોય તે જણાવવું જોઈએ।

અને જો કહો એમ કહેતો કે એ તો તે પ્રકારનો એક શક્તિભેદ જ છે કે જેથી અમુક કાર્યને જ તે જન્માવે અને બધાને નહીં, તો કહેવાનું મન થાય છે કે પૂછીએ જ! તે શક્તિવિશેષ કાર્યની સાથે સંબદ્ધ હોય કે અસંબદ્ધ? જો તે સંબદ્ધ હોય તો અસત્ સાથે સંબંધ હોઈ શકતો નથી અને આથી કાર્ય સત્ છે અને અસંબદ્ધ હોય તો પૂર્વની અવ્યવસ્થા છે તેવી જ છે! માટે ઠીક કહે છે કે शक्तस्य शक्यकरणात् कार्यं सत् ॥

(૫) અને "कारणभावात् च" હેતુથી પણ સત્કાર્ય છે એ સિદ્ધ થાય છે અર્થાત્ કાર્ય કારણાત્મક જ હોય છે એ માટે પણ સત્કાર્ય જ છે કારણથી કાર્ય ભિન્ન નથી અને આમ જોઈએ કારણ જો સત્ છે તો તેનાથી અભિન્ન એવું કાર્ય અસત્ કેવી રીતે ગણાય?

(૧) અને આ હેતુ જે કાર્ય કારણનો અભેદ બતાવનાર પ્રમાણોનો વિચાર પણ અપ્રસ્તુત નથી. પટ તંતુઓથી ભિન્ન નથી કેમકે પટ તંતુઓનો ધર્મ છે જે જેનાથી ભિન્ન હોય તે તેનો ધર્મ થઈ શકતો નથી. જેમકે ગાય ઘોડાનો ધર્મ છે તંતુઓનો પટ. તેથી પટ અને તંતુઓ અર્થાન્તર નથી.

(૨) તંતુઓ અને પટની વચ્ચે ઉપાદાન ઉપાદેય ભાવ હોઈને તે બે ભિન્ન નથી. જો બે વચ્ચે અર્થાન્તરપણું હોય તે વચ્ચે ઉપાદાન ઉપાદેય ભાવ હોતો નથી. પટ અને તંતુઓ વચ્ચે ઉપાદાન ઉપાદેય ભાવ છે માટે અર્થાન્તર નથી.

(૩) સંયોગ અને પ્રાપ્તિનો અભાવ હોઈને તંતુ અને પટ એ બે ભિન્ન નથી. અર્થાન્તર હોય તો સંયોગ જોવામાં આવે છે જેમ કે કુંડ અને બોરનો; ઉપરાંત અર્થાન્તર હોય તો અપ્રાપ્તિ જોવામાં આવે છે જેમકે હિમાલય અને વિન્ધ્યની; અહીં સંયોગ અને અપ્રાપ્તિ નથી. તેથી અર્થાન્તર નથી.

(૪) આ કારણે પણ પટ અને તંતુઓ ભિન્ન નથી. ગુરુત્વના ભેદનું કાર્ય જોવામાં આવતું નથી! અહીં તો જે જેનાથી ભિન્ન તેનું ગુરુત્વાન્તર કાર્યનું અવશ્ય થાય છે. જેમકે એક તોલાના સોનાના સ્વસ્તિકનાં ગુરુત્વ-ભારીપણાનું જે કાર્ય એટલે અવનતિવિશેષ તેનાથી બે તોલાના સોનાના સ્વસ્તિકનાં ગુરુત્વ-ભારીપણાનો અવનતિવિશેષ વધારે હોય છે. અહીં તંતુઓના ભાર કરતાં પટના ભારમાં થોડા વધારાપણું જોવામાં આવતું નથી. આથી તન્તુઓ અને પટ અભિન્ન છે. આ બધાંય અભેદના સાધક પ્રમાણો વીત અનુમાન છે. અને આમ અભેદ સિદ્ધ થતાં તંતુઓ જ તે તે વાણાતાણા રૂપી ભેદે પરિણત થયેલા હોઈને તે પટ બને છે. આમ પટ તંતુઓથી વસ્ત્વન્તર નથી.

અહીં એક જબરજસ્ત શંકા ઉપજે છે. પૂર્વપક્ષી કહે છે—આમ તંતુઓ અને પટ જો અભિન્ન જ વસ્તુ છે તો અભિન્ન વસ્તુઓની ઉત્પત્તિક્રિયા—નાશક્રિયા, આ તંતુઓ—આ પટ એ જાતની બુદ્ધિ, તંતુઓમાં આ પટ એ જાતનો શાબ્દિક વ્યવહાર. અર્થક્રિયા વગેરે ભેદો તે અશક્ય બને છે. અને આ ભેદો જ બતાવે છે કે તન્તુ અને પટ એ બે ભિન્ન વસ્તુઓ છે આ ઉત્પત્તિક્રિયા વગેરે ભેદો વસ્તુઓનું ભિન્નત્વ બતાવે છે માટે તંતુઓ અને પટ અભિન્ન નથી પણ ભિન્ન છે. તો સિદ્ધાન્ત કહે છે કે આ બધા ભેદો તાત્ત્વિક અભેદને મારી શકતા નથી. એક વસ્તુમાં પણ તે તે વિશેષનો આવિર્ભાવ તિરોભાવ હોઈ શકે છે અને એ રીતે અવિરોધ સાધી શકાય છે.

જેમ કાચબાના અંગો કાચબાના શરીરમાં દાખલ થતાં હોઈને તિરોભૂત થાય છે, બહાર નીકળતાં હોઈને આવિર્ભાવ પામે છે, પણ તે કોઈ કાચબામાંથી ઉપજતાં કે નાશ પામતાં નથી, તેમજ એક માટીમાંથી કે સોનામાંથી ઘડો કે મુકુટ વગેરે કાર્યો નિકળતાં હોઈને, આવિર્ભાવ પામતા હોઈને ઉપજે છે એમ કહેવાય છે, તેમાં દાખલ થતાં હોઈને, તિરોભાવ પામતાં હોઈને વિનાશ પામે છે એમ કહેવાય છે પણ તેથી અસતની ઉત્પત્તિ અને સતનો નિરોધ નથી. ભગવાન વ્યાસજીનો નિર્ણાયક બોધ છે કે नासतो विद्यते भावो नाभावो विद्यते सतः। જેમ પોતાના જ સંકોચ વિકાસશીલ અવયવોથી કાચબો જુદો નથી. તેમ ઘટ મુકુટ વગેરે માટી સોનું વગેરેથી ભિન્ન નથી.

તેજ મુજબ 'આ તન્તુઓમા પટ' એ જાતનો વાચિક વ્યવહાર પણ 'આ નમઃ શિરઃ' એ રીતે યુક્તિયુક્ત છે આધાર આધેયભાવે જેમ દૃષ્ટાન્તમા શિરઃ અને તેજ રાજનુ વત સમજી શકે છે તેમ અહીં પણ સમજવે છે

વળી અર્થક્રિયાનો ભેદ પણ ભેદ પાડી શકતો નથી. એક વસ્તુની પણ નાના ક્રિયાઓ જોવામા આવે છે એકને એક વહ્નિ દાહક, અને પ્રકાશક બની શકે છે

વળી અર્થક્રિયાની વ્યવસ્થા પણ વસ્તુના ભેદમા કારણરૂપ ન બની શકે! સમસ્તરૂપે અગર તો વ્યસ્તરૂપે તેઓ જ અર્થક્રિયાની વ્યવસ્થા કરતા જોવામા આવે. જે જેમ પ્રત્યેક વેઠીઓ જ્ઞાન દર્શનરૂપી અર્થક્રિયા કરે છે પણ પ્રત્યેક પાલખી ન ઊચકી શકે બધા વેઠીઆઓ મળીને પાલખી ઊચકી શકે તેજ મુજબ પ્રત્યેક તન્તુ પ્રાવરણ ન કરી શકે પણ તેઓ ભેગા અને તેમનો પટભાવ જો આવિર્ભૂત થાય તો પ્રાવરણ કરી શકે

અહીં એક શંકા ઉપજે પટનો આવિર્ભાવ તમો જેને કહો છો તે કારણવ્યાપાર પહેલા હતો કે નહીં? જો ન હતો એમ કહો તો અસત્ની ઉત્પત્તિ થાય છે એનો સ્વીકાર થયો ગણાય. જો હતો એમ કહેશો તો પછી કારણ વ્યાપાર નિરર્થક થશે કારણ કે કાર્ય હોય પછી કારણ વ્યાપારનુ પ્રયોજન રહી શકતુ નથી' એક આવિર્ભાવ માટે બીજા આવિર્ભાવની કલ્પના કરતા અનવસ્થા પ્રસંગ આદિને ઉભશે—અને આથી તન્તુઓમા પટભાવનો આવિર્ભાવ થાય છે એવુ માનવુ મનાવવુ અનુચિત છે

જ્યારે આવી શંકા કરી ત્યારે સિદ્ધાન્તી તેને 'જેવાની સાથે તેવા'ના ન્યાયે જવાબ વાળે છે એમ કે જો ઉભયપક્ષે દોષ હોય તો ગમે તે એક પક્ષે તેનુ ઉદ્ભાવન ન્યાયી નથી. આથી સિદ્ધાન્તી પૂર્વપક્ષીને મૂંગો બનાવે છે એ સામે પૂછે છે કે—ભલા! અસત્ ઉપજે છે એ તારો મત છે તો તારા મતે એ 'અસદુત્પત્તિ' તુ માને જ છે? તે સત્ છે કે અસત્ છે? જો સત્ હોય તો પછી કારણની અપેક્ષા નથી જો અસત્ હોય તો તેનુ પાછુ ઉત્પત્ત્યન્તર એમ કહેતા કહેતા અનવસ્થા આવ્યા વિના ન રહે

કદાચ એમ માનતો હોય કે ઉત્પત્તિ પટથી ભિન્ન કોઈ વસ્તુ નથી, પણ તે પટ જ છે તો પણ જ્યા સુધી "પટ" એમ કહ્યો ત્યા સુધી "ઉપજે છે" એમ કહેવાય જ અને તો "પટ" એમ બોલીને જ રહી જવુ જોઈએ "ઉપજે છે" એમ ન કહેવાય. કેમકે એવી વખતે એક જ વસ્તુમા ઉત્પત્તિ અને વિનાશ વિરોધી હોઇને શક્ય નથી.

તો એક વિકલ્પ ઊઠી આવી રહે છે. આ ઘટની ઉત્પત્તિ એ સ્વકારણ સમવાય છે કે સ્વસત્તા સમવાય છે? એમાંથી એક પણ રીતે ઉત્પત્તિ ઘટતી નથી અને છતાં તેને માટે-ઉત્પત્તિ માટે કારણોનો વ્યાપાર કરવામાં આવે છે. આમ "સત્" એવા જ ઘટ વગેરેના આવિર્ભાવ માટે કારણની અપેક્ષા રહે છે એ યોગ્ય છે.

ઉપરાંત ઘટના રૂપ સાથે પણ કારણોનો સંબંધ ન ઘટે. કેમકે રૂપ એ ગુણ છે, ક્રિયા નથી. અને કારણોનો સંબંધ ક્રિયા સાથે હોય છે. નહીંતર કારણત્વનો જ અભાવ થાય. આથી કાર્ય સત્ છે.

આ કારિકાનું વિવરણ ક્લિષ્ટ છે. છતાં એમાં જે શાસ્ત્રીય ઝીણવટ છે તે એકંદરે ઉપયોગી છે. સત્કાર્યવાદના પ્રસ્થાપન પાછળ જીવનનો એક મોટો મર્મ છુપાયો છે. સત્કાર્યવાદ જો બરાબર સમજાય તો જન્મમૃત્યુનો સાચો અર્થ સમજાય. અને જન્મમૃત્યુનો બરાબર વૈજ્ઞાનિક અર્થ સમજાય એટલે ક્લેશને ફળવા રહેવા દેવાનું કોઈ કારણ નથી. બધું જ રૂપાન્તર-દેશાન્તર-કાલાન્તર-અવસ્થાન્તર પામ્યા કરે છે. પ્રતિપળ અનન્તરૂપે પરિણમનારી પ્રકૃતિ અને તેના વિકારોના ભાવમાં કશી વધઘટ થતી નથી. વિશ્વની કુલ શક્તિમાં વધઘટ નથી. અને રૂપાન્તરો-સ્થલાન્તરો-અવસ્થાન્તરો-ગુણાન્તરો તો પ્રકૃતિનું સૌન્દર્ય છે. અનન્ત પરિણામોના આપણે એક દ્રષ્ટા અપરિણામી છીએ અને આપણામાં પણ કશી વધઘટ પડતી નથી. વધઘટ થાય છે એવું જે લાગે છે તે ક્યાંક ગેરસમજૂતનું પરિણામ છે.

* * *

( ૮ )

આમ કારિકામાં પ્રધાનની સાધનાને અનુકૂળ એવો સત્કાર્યવાદ સાધ્યો. હવે તે પ્રધાન જેવું સાધનીય છે, તેવું બતાવવા માટે વિવેકજ્ઞાનને ઉપયોગી એવી તેની સરૂપતા અને વિરૂપતા સાધતાં કહે છે કે,

**हेतुमद् अनित्य, अव्यापि, सक्रियम्, अनेकं, आश्रितं, लिंगम् ।**
**सावयवं, परतंत्र, व्यक्तं विपरीतं अव्यक्तम् ॥१०॥**

વ્યક્ત, હેતુવાળું, અનિત્ય, અવ્યાપક, સક્રિય, અનેક, આશ્રિત, લિંગ, સાવયવ, અને પરતંત્ર છે. એનાથી ઊલટું છે અવ્યક્ત. ॥ ૧ ॥

અર્થાત્ સત્કાર્યવાદ પ્રસ્થાપિત થયો. એ વાદ પ્રધાનને જગતના કારણ તરીકે સ્થાપી શકે છે. જગત જે જાતનું કાર્ય છે તે જાતનાં કાર્ય માટે પ્રધાન જ

અનુમાન થઈ શકે છે સત્ માનવા માટેના કારણ વચ્ચે અને તેના સાધક છે અને સર્વગુણ મૂળમાં કારણમાં વિદ્યમાન છે જગતમાં સુખદુઃખ મોહ છે અને એ સુખદુઃખ મોહથી અન્વિત એવું મૂળ કારણ હોવું જ જોઈએ. અને એ કારણ તે જ પ્રધાન છે પ્રધાનને આપણે અવ્યક્ત તરીકે ઓળખીએ છીએ એ અવ્યક્તમાંથી પ્રકૃતિમાંથી—વ્યક્ત મહદ્ વગેરે તત્ત્વો જન્મે છે અને આપણને તત્ત્વોના જન્મક્રમમાં ખાસ રસ ન હોવો ઘટે. કેમકે આપણો આ શાસ્ત્રારંભ તો વિવેકજ્ઞાનના ઉપાર્જન માટે છે આ ગ્રંથીય ચર્ચાનું કેન્દ્ર તો છે વિવેકજ્ઞાનની પ્રાપ્તિ. આથી વ્યક્તાવ્યક્ત વગેરેની કેવળ ચર્ચા ખાતર ચર્ચામાં તત્ત્વપ્રેપ્સુને ઓછો રસ હોય—હોવો ઘટે એ દ્વારા વિવેકજ્ઞાન મેળવવાનું છે માટે એ વ્યક્ત અને અવ્યક્ત વચ્ચેનો તફાવત આ કારિકામાં શાસ્ત્રકાર આરંભે છે આપણે એ સમજવા મથીએ.

આ કારિકામાં વ્યક્ત અને અવ્યક્ત વચ્ચેનો ભેદ શાસ્ત્રકાર દર્શાવે છે અર્થાત્ કારણ સ્વરૂપ પ્રકૃતિ અને કાર્ય સ્વરૂપ મહત્ વગેરે તત્ત્વો આપસમાં કેવી રીતે ભિન્ન છે તે વિવેકની દૃષ્ટિએ પોતાનું માટે દર્શાવે છે

(૧) વ્યક્ત માત્ર હેતુમત્ છે હેતુ એટલે કારણ હેતુમત્ એટલે કારણવાળું જેનું જે કારણ છે તે આગળ કહેવામાં આવશે.

(૨) ઉપરાંત વ્યક્ત માત્ર વિનાશી છે—અનિત્ય છે—એટલે કે તિરોભાવ પામનારું છે વ્યક્તમાત્ર અનિત્ય હોઈને સદા ટકનારું ન કહેવાય એટલે કે એક ને એક રૂપે ચિરસ્થાયી નથી.

(૩) વળી વ્યક્ત અવ્યાપી છે અર્થાત્ આખાય પરિણામીને વ્યાપી વળે એવું નથી. કારણથી કાર્ય વ્યાપી હોય નહીં કે કાર્યથી કારણ. બુદ્ધિ વગેરે પદાર્થો પ્રધાનને વ્યાપી વળતા નથી. કારણ કે પ્રધાન કારણ છે બુદ્ધિ વગેરે કાર્યો છે

(૪) અને વ્યક્ત સક્રિય છે અહીં ક્રિયા એટલે પરિસ્પન્દ. પરિસ્પન્દ એટલે પ્રવેશ નિર્ગમન વગેરે ક્રિયા. બુદ્ધિ વગેરે પદાર્થો એક દેહને છોડી બીજામાં પ્રવેશે છે શરીર, પૃથ્વી વગેરેનો પરિસ્પન્દ તો દેખીતો જ છે

(૫) વળી વ્યક્ત અનેક છે એટલે જીવે જીવે બુદ્ધિનો ભેદ છે પૃથ્વી વગેરે પદાર્થો પણ શરીર, ઘટ, વગેરે ભેદે અનેક છે

(૬) અને વ્યક્ત આશ્રિત છે એટલે પોતાના કારણને આશ્રયે રહેનારું છે બુદ્ધિ વગેરે પોતપોતાના કારણના આશ્રિત છે યદ્યપિ કાર્યકારણ વચ્ચે અભેદ જ

છે, આ બંને પ્રકારનો કાર્યકારણ વચ્ચે ભેદ પણ હોવો જોઈએ, આથી "અહીં વનમાં તિલક ( એક પ્રકારનું ઝાડ ) છે' એ ન્યાયે આશ્રય–આશ્રયી ભાવે કાર્ય કારણનું આશ્રિત છે એમ કહ્યું છે

(૭) અને વ્યક્ત 'લિંગ' છે બુદ્ધિ વગેરે પદાર્થો પ્રધાનનું લિંગ–સૂચક ચિહ્ન છે અને એ વાત આગળ સિદ્ધ કરવામાં આવશે પ્રધાન પુરુષનું લિંગ હોઈ શકે છે પોતાનું નહીં એ મુદ્દો છે

(૮) ઉપરાંત વ્યક્ત સાવયવ છે અવયવ એવો પરસ્પર સંબંધ–મિશ્રણ–સંયોગ. અપ્રાપ્તિપૂર્વકની પ્રાપ્તિ એટલે સંયોગ. તે સંયોગવાળું એટલે સાવયવ. અર્થાત્ પૃથ્વી વગેરે પદાર્થો એકબીજા સાથે મિશ્રિત છે અને એ જ પ્રમાણે બીજા પદાર્થો પણ ધ્યાન રહે કે પ્રધાનનો બુદ્ધિ વગેરે પદાર્થો સાથે સંયોગ નથી. કેમકે બંને વચ્ચે તો તાદાત્મ્ય છે ઉપરાંત સત્વ, રજ અને તમનો પણ સંયોગ નથી. કારણ કે તેમની અપ્રાપ્તિનો અભાવ છે

(૯) અને વ્યક્ત પરતંત્ર છે પરતંત્ર એટલે પારકા ઉપર આધાર રાખનાર બુદ્ધિને જો પોતાના કાર્યરૂપ અહંકાર જન્માવવો હોય તો પ્રકૃતિના પૂરણની તેને અપેક્ષા રહે છે જો પ્રકૃતિનો પૂરણ ન મળે તો ક્ષીણ થયેલી બુદ્ધિ અહંકારને જન્માવવા શક્તિશાળી ન થાય. અને એ જ પ્રમાણે બુદ્ધિ પછીના પદાર્થો વિશે પણ જાણવું આથી સૌ પોતાના કાર્યો માટે પ્રકૃતિના આપૂરની અપેક્ષા રાખે છે અને આથી વ્યક્ત પરતંત્ર છે

આવું છે વ્યક્ત અને એનાથી ઊલટી છે પ્રકૃતિ–પ્રધાન અર્થાત્ અવ્યક્ત, નિષ્કારણ નિત્ય, વ્યાપક, નિષ્ક્રિય એક, અનાશ્રિત, અલિંગ, અનવયવ અને સ્વતંત્ર છે અર્થાત્ પ્રકૃતિ મૂળ કારણ હોઈને નિષ્કારણ છે પરમાત્માની શક્તિ હોઈને નિત્ય છે, કેમકે પરમાત્મા નિત્ય છે કાર્યમાત્રમાં અનુસ્યૂત હોઈને તે વ્યાપક છે ઉપરાંત પ્રકૃતિ નિષ્ક્રિય છે અહીં નિષ્ક્રિય એટલે ક્રિયાશૂન્ય નહીં એટલે કે યદ્યપિ પ્રકૃતિમાં પણ પરિણામરૂપી ક્રિયા તો છે જ પણ પરિસ્પન્દરૂપી–પ્રવેશ નિર્ગમ રૂપી ક્રિયા નથી. કેમકે તે સર્વવ્યાપક છે વળી પ્રકૃતિ અદ્વિતીય છે કોઈના ઉપર આશ્રિત નથી. સજાતીય બે સિવાયની છે કોઈનું એ લિંગ નથી, એટલે કે એનું પણ મૂળ કારણ છે એ સૂચવનાર નથી. પ્રકૃતિ નિરવયવ છે એટલે કે અસંયોગી છે અને એ સ્વતંત્ર છે એને કોઈના આપૂરની, પૂર્ણ હોઈને, અપેક્ષા નથી

આમ આ કારિકામાં કાર્ય કારણ ભાવે નહીં રહેલા પ્રધાન મહત્તત્ત્વ વગેરેનો અંતર વિવેક કરવામાં આવ્યો છે વિવેક માત્ર ત્યાગ શીખવશે. પ્રકૃતિ અને તેનાં

પ્રકૃતિનું પરસ્પર વૈધર્મ્ય જાણનાર માણસ ત્યારે પોતાના સ્વરૂપભૂત પુરુષથી તેમનો ભેદ જાણશે ત્યારે પ્રકૃતિવિષયનો તે ત્યાગ કરશે પ્રેરાશે આથી આ કારિકાનું મનોમય યથાર્થ ચિન્તા વિવેકને ઉજ્જ્વલ કરવા માટે છે

* * *

(૯)

અત્યાર સુધીના ગ્રન્થ વિભાગમાં વ્યક્ત અને અવ્યક્તની વચ્ચેનું વૈધર્મ્ય સ્પષ્ટ કર્યું. હવે વ્યક્ત અને અવ્યક્ત વચ્ચેનું સાધર્મ્ય અને એ બંન્નેનું પુરુષ સાથેનું વૈધર્મ્ય વિવેકના પોષણ માટે કહેવું રહે છે અર્થાત્ વ્યક્ત અને અવ્યક્ત વચ્ચેનું મળતાપણું અને પુરુષ સાથેનું તેમનું ન મળતાપણું એ હવે પછીની કારિકાનો વિષય છે આથી શાસ્ત્રકાર કહે છે–

**त्रिगुण, अविवेकि, विषय , सामान्यं अचेतनं, प्रसवधर्मि ।**
**व्यक्तं तथा प्रधानं तद्‌विपरीतः तथा च पुमान् ॥ ११ ॥**

વ્યક્ત અને પ્રધાન બન્ને ત્રણ ગુણોવાળા છે, અવિવેકી, ગ્રાહ્ય, સામાન્ય જડ તથા સદા પ્રસૂતિરૂપી ધર્મવાળા છે અને પુરુષ તો છતાં તેનાથી વ્યક્તાવ્યક્તથી ઉલટો છે વિપરીત છે ॥ ૧૧ ॥

(૧) અર્થાત્ મહત્ વગેરે વ્યક્ત અને પ્રધાન ત્રિગુણ છે સુખદુઃખ અને મોહરૂપી ત્રણ ગુણો છે જેના તે ત્રિગુણ એટલે કે સુખદુઃખ વગેરે આત્માના ધર્મો નથી પણ વ્યક્તાવ્યક્તના ધર્મો છે અને આ એક મહાન શોધ છે

(૨) જેમ પ્રધાન પોતાનાથી ભિન્ન નથી તેમ મહત્તત્વ વગેરે પણ ભિન્ન નથી કેમકે તે તદ્રૂપ છે અર્થાત્ વ્યક્ત અને અવ્યક્ત કાર્યકારણ રૂપે વર્તતા હોઈને અને કાર્ય કારણાત્મક હોઈને તદાત્મક છે અથવા તો 'અવિવેકી' નો અર્થ "સમ્ભૂયકારિતા" કરવો ઘટે સમ્ભૂયકારિતા એટલે સાથે મળીને કાર્ય કરનારી સ્વ. દરેક કાર્યને પેદા કરવામાં વ્યક્તાવ્યક્તને મળીને વર્તવું પડે છે ગમે તે એક બીજાને પેદા કરવામાં એકનું સમર્થ નથી અને આથી અવિવેકી એટલે સહકાર્યકારિતા એવો અર્થ કરવો યોગ્ય છે

(૩) ઉપરાંત વ્યક્ત અને અવ્યક્ત બન્ને વિષયરૂપ છે, વિષય એટલે ગ્રાહ્ય એટલે કે વિજ્ઞાનથી બાહ્ય છે અર્થાત્ બૌદ્ધના મતાનુસાર વિજ્ઞાન જ, વૃત્તિઓ જ, હર્ષ શોક મોહ વિષાદ રૂપે ભાસે છે એ વૃત્તિઓથી, વિજ્ઞાનથી, ભિન્ન કોઇ પદાર્થ નથી એ મત ભ્રાન્તિથી ભરપૂર છે એ ભ્રમભર્યા મતના નિરાસ માટે 'વિષય'

જ્ઞાનરૂપ વિજ્ઞાન અહીં આવ્યું છે વૃત્તિ વિજ્ઞાનથી પદાર્થ ભિન્ન છે વૃત્તિ જ પદાર્થરૂપે ભાસતી નથી. કુંભ વગેરે પદાર્થ 'આ કુંભ છે' વગેરે જ્ઞાનના નિમિત્તાનથી ભિન્ન છે કારણ કે તે ગ્રાહ્ય છે દીવો, અને તેના વડે પ્રકાશિત પદાર્થ, જેમ ભિન્ન છે તેમ વિજ્ઞાનથી પ્રકાશિત થતા પદાર્થો વિજ્ઞાન ભિન્ન છે

(૪) આજ કારણે વ્યક્ત તેને સાધારણ છે એટલે કે સામાન્ય છે. સાધારણ કહ્યો કે સામાન્ય કહેતાં—વ્યક્ત અને અવ્યક્ત બન્ને એકી વખતે અનેક પુરુષોથી સમજાય છે પકડાય છે ગૃહીત થાય છે જો પદાર્થ વિજ્ઞાનરૂપ જ હોત અને વિજ્ઞાનથી ભિન્ન ન હોત તો, વ્યક્તિ વ્યક્તિએ વિજ્ઞાનની ભિન્નતાને લઈને તમામ વિજ્ઞાનો—વૃત્તિઓ અસાધારણ જ હોત. પણ અનેક પ્રેક્ષકોનું એક જ વસ્તુ વિષેનું એકસરખું જ જ્ઞાન જોવામાં આવે છે અને આથી વિજ્ઞાનથી વસ્તુ ભિન્ન છે એક જ નર્તકીના દ્રભંગે અનેકને તેનું પ્રતિસંધાન થાય છે જો વસ્તુ સામાન્ય ન હોત તો એવું ન બની શકે.

(૫) ઉપરાંત વ્યક્ત અને અવ્યક્ત બન્ને અચેતન છે એટલે કે જડ છે બુદ્ધિ વગેરે તમામ પ્રાકૃતિક પદાર્થો અચેતન છે બૌદ્ધોની માફક ચેતન બુદ્ધિનું નથી, પણ જડ માનું છે આથી પુરુષથી ભિન્ન પદાર્થ માત્ર અચેતન છે

(૬) ઉપરાંત વ્યક્ત પ્રસવધર્મી છે અર્થાત્ વ્યક્ત અને અવ્યક્ત પ્રસવરૂપી ધર્મથી કદી મુક્ત હોતાં નથી. એટલે કે વ્યક્તાવ્યક્તમાં સરૂપ અને વિરૂપ પરિણામની પરંપરા ચાલ્યા જ કરે છે કદી તેનો તેમનાથી વિયોગ હોતો નથી. અને જેવું વ્યક્ત છે તેવું જ અવ્યક્ત છે અર્થાત્ ત્રિગુણ વગેરે તમામ ધર્મો જેમ વ્યક્તના છે તેમ અવ્યક્તના પણ છે તથા પ્રધાનમ્ એ શબ્દો દ્વારા એ કહેવા માગે છે

"તદ્વિપરીત પુમાન્" એ કારિકાંશ દ્વારા વ્યક્ત અને અવ્યક્તથી પુરુષની વિધર્મતા કહેવા ચાહે છે કારિકામાંને 'ચ' કાર અપિના અર્થમાં છે એથી એમ સૂચિત કરવા માગે છે કે યદ્યપિ પુરુષ અને પ્રધાન વચ્ચે 'અહેતુમત્વ" 'નિત્યત્વ" વગેરે ધર્મોનું સાધર્મ્ય છે છતાં પણ "અત્રિગુણત્વાદિ" લક્ષણે વૈધર્મ્ય પણ છે અર્થાત્ પુરુષ અત્રિગુણ વિવેકી, અવિષય, અસાધારણ, ચેતનરૂપ અને અપ્રસવધર્મા છે

આમ આ તો થઈ ગામ્ભીર ચર્ચા આપણા જેવા વિવેકવાન્ મુમુક્ષુઓને માટે આ કારિકા શો પદાર્થપાઠ આપે છે? પ્રકૃતિ સાથે ગુણધર્મે ઓતપ્રોત થઈ ગયેલા અને આથી પોતાના સ્વરૂપને વિસરીને અનન્ત અસ્વાભાવિક યાતનામાં સબડતા આત્માને પ્રકૃતિથી સ્વરૂપ, ગુણ, ધર્મે, ભિન્ન બતાવી, પોતાના સ્વાભાવિક રસાનંદમાં

એનો ક્રમને તો આ ભૂતસ્તન મુદ્રિકાઓ પ્રારભ છે પ્રકૃતિ અને પુરુષ પારસ્પરિક સંયોજનમા પરસ્પરને સ્વરૂપ માનીને આસક્તીત થયો વર્તે છે એ બન્ને જુદા છે એમને પરસ્પરનુ જ્ઞાનમૂલક પણ નથી એવુ જ્યા સુધી ન સમજાય ત્યા સુધી એ મહોત્સ્વત અને તેના મીઠા પરિણામો ન ટળે મત્ય સત્ય જ એવુ હોઈને એને મચવાથી એ અસત્ય થઈ જતુ નથી વ્યક્ત અને અવ્યક્ત ત્રિગુણ સ્વરૂપ છે સંયોગી થયેલા હોઈને અશુદ્ધ છે ભોગ્ય હોઈને વિષય-જડ છે સામાન્ય હોઈને ઉચ્છિષ્ટ છે અચેતન હોઈને સ્વય આગ્રા છે પ્રસવધર્મી હોઈને મા સુતળી છે ! પુરુષ—આપણુ સ્વરૂપ એનાથી ભિન્ન છે એ સુખદુ ખ મોહ સ્વરૂપ ત્રણ ગુણ રહિત છે ઊલતી અવસ્થા એનુ જબરદસ્ત અને અનન્ય સૂચન છે નિર્ગુણ શૂન્ય હોઈને મિશ્રિત-મેળો નથી પણ અતિ શુદ્ધ છે ભોગ-ભોક્તા એ પ્રકાશસ્વરૂપ છે અસામાન્ય પ્રતિ દેહ ભિન્ન હોઈને એ ઉચ્છિષ્ટ નથી. અણુભોગ્યો રહે છે એને કોઈ એઠા કરી શકતુ નથી. એને કે ત્રણ ગુણો અને તેની અનત ધાક એને વટનાવી શકતી નથી. એ ચેતન હોઈને સ્વપરપ્રકાશક હોવાથી સૌની આખ છે પ્રસવધર્મી ન હોઈને એ ભાવવિકાર શૂન્ય છે અજ અને અમૃત છે પોતાનુ આવુ સ્વરૂપ જો માણસ જાણે જાણીને અનુભવે અનુભવીને જીવન પર્યત જીવે, જીવીને જો એ જાય તો પાછો પ્રકૃતિ અને તેના કાર્યોની સંયોજનમા ન પડે એટલે કે તે જન્મ જરા મૃત્યુની ઉજાણી ન બને એ ઉપદ્રવોથી હમેશને માટે એ મુક્ત થાય. આ છે આ કારિકાનુ રહસ્ય આ કારિકાના શબ્દોનુ ધ્યાનમગ્ન હૃદયે મનન કરવુ ઘટે એના વિરુદ્ધ અર્થમા જો સયમ એટલે કે ધારણા ધ્યાન સમાધિ કરીશ તો એમા રહેલી સ્વરૂપની ખુમારી અને મસ્તીનો જાતઅનુભવ કરી શકીશુ

* * *

## ( ૧૦ )

વ્યક્તાવ્યક્તનુ સાધર્મ્ય અને પુરુષથી તેમનુ વૈધર્મ્ય વર્ણવ્યુ તેમા 'ત્રિગુણ' એમ આગલી કારિકામા કહ્યુ તો તે ત્રણ ગુણો ક્યા ? તેમનુ લક્ષણ શુ ? આ જિજ્ઞાસા તોષના અવસર કહે છે—

**प्रीत्यप्रीतिविषादात्मकाः प्रकाशप्रवृत्ति नियमार्थाः ।**
**अन्योन्याभिभवाश्रयजननमिथुनवृत्तयश्च गुणाः ॥ १२ ॥**

ગુણો (સત્વ, રજ અને તમ) પ્રીતિ અપ્રીતિ અને વિષાદ સ્વરૂપ છે પ્રકાશ પ્રવૃત્તિ અને નિયમનરૂપી પ્રયોજનવાળા છે વળી તે ગુણો પરસ્પરનો અભિભવ કરનાર આશ્રય કરનારા જન્માવનારા, અને સહ સહચારી છે

અર્થાત્ આ કારિકામાં ગુણોનું સ્વરૂપ, પ્રયોજન ક્રિયાનું પ્રવચન છે અને વિવેચનમાં ગુણો અંગેનું આ વિવેચન ખૂબ ઉપયોગી છે તો ગુણો એટલે શું ? આમ તો સંસ્કૃતમાં ગુણના અનેક અર્થ છે પણ અહીં એનો વિશેષ અર્થ છે ગુણ એટલે દોરડું જેનાથી પુરુષરૂપી પશુ બંધાયેલો રહે તે ગુણ એવો અર્થ પણ નીકળી શકે પણ એ તો ગૌણ ધ્વન્યાર્થ અહીં તાત્ત્વિક અર્થ સમજી લઈએ. પ્રધાન વગેરે કર્મચારીઓ રાજાનો અર્થ સાધનારા હોય છે રાજાનો પ્રત્યેક અર્થ સાધનારાં હોઈને તેના પ્રધાન વગેરે નોકરો રાજાના ગુણો કહેવાય. તે જ રીતે પુરુષરૂપી રાજાના ભોગ અને અપવર્ગરૂપી પરાર્થને સાધતા હોઈને સત્વ વગેરે ત્રણે ગુણો કહેવાય છે અર્થાત્ જે જે પરાર્થે વર્તે તે ગુણો સત્વ વગેરે સત્વને માટે વર્તતા નથી સત્વ વગેરેથી ભિન્ન જે પુરુષ તે પુરુષાર્થે વર્તે છે આથી અહીં ગુણો એટલે પર–તેમનાથી ભિન્ન એવો જે પુરુષ તેનું પ્રયોજન સાધનારા–એવો અર્થ જ યોગ્ય છે હવે પછીની કારિકામાં આવતા સત્વ વગેરે ત્રણ ગુણોનો અહીં ઉલ્લેખ જાણવો રહે છે

અર્થાત્ પ્રીતિ વગેરે સત્વગુણ વગેરેના લક્ષણો છે અર્થાત્ પ્રીતિ એટલે કે સુખ એ સત્વગુણનું સ્વરૂપ છે પ્રીતિ સાથે અનુકંપા, આર્જવ, માર્દવ લજ્જા મતિ, વિવેક ક્ષમા વગેરે પણ સમજી લેવા તે જ મુજબ અપ્રીતિ એટલે દુઃખ એટલે કે રજોગુણ દુઃખાત્મક છે દુઃખ સાથે માન, મદ મત્સર, લોભ વગેરે વૃત્તિઓ પણ સમજી લેવી વિષાદ એટલે મોહ. અર્થાત્ તમોગુણ વિષાદ સ્વરૂપ–મોહ સ્વરૂપ છે એ મોહ સાથે વચગાળા કાર્પણ્ય, કુટિલતા અજ્ઞાન વગેરે પણ સમજી લેવા. ઉપરાંત સુખ એટલે દુઃખનો અભાવ દુઃખ એટલે સુખનો અભાવ એમ રખે કોઈ માનતું પરસ્પરનો અભાવ એટલે સુખ દુઃખ વગેરે પદાર્થો નથી એ સૂચવવા માટે કારિકામાં આત્મક શબ્દનો પ્રયોગ છે અને આત્મ શબ્દ ભાવ વાચક છે અર્થાત્ સુખ દુઃખ વગેરે અન્યોન્યના અભાવરૂપ નથી પણ સ્વતંત્ર વ્યક્તિત્વવાળા સ્વસ્થ પદાર્થો છે અર્થાત્ પ્રીતિ અપ્રીતિ, વિષાદરૂપી કાર્યોથી ત્રણે ગુણોના અનુક્રમે અનુમાન થાય છે આ છે ગુણોનું સ્વરૂપ.

"*પ્રકાશ–પ્રવૃત્તિ–નિયમાર્થા*" એ કારિકાંશ દ્વારા ગુણોનું પ્રયોજન વર્ણવે છે પ્રયોજન એટલે યોગ્યતા. અર્થાત્ સત્વગુણ પ્રકાશની યોગ્યતાવાળો છે પ્રકાશ એટલે બુદ્ધિની વૃત્તિ વગેરે પ્રકાશનો આલોક રજોગુણ પ્રવૃત્તિની યોગ્યતાવાળો છે પ્રવૃત્તિ એટલે યત્ન–ચાલન. તમોગુણ નિયમની યોગ્યતાવાળો છે એટલે કે તમોગુણ સત્વ અને રજનો પ્રતિબંધક છે રજોગુણ પ્રવર્તક હોઈને લઘુ એવા સત્વને તે હમેશા પ્રવર્તાવતો હોત પણ તેમ જોવામાં આવતું નથી કેમકે ગુરુ એવો તમોગુણ

તેનું નિયમન કરે છે અને આથી રજોગુણ ચાંચલ હોવા છતા તમોગુણથી પ્રતિબદ્ધ થતો હોઈને ક્વચિત્ જ સત્વગુણને પ્રવર્તાવી શકે છે આથી તમોગુણ હુમેશ જેવો ને તેવો અને તે નિયમનની પ્રતિબંધકી યોગ્યતાવાળો જ હોય છે

આમ પ્રકાશ બતાવ્યા બાદ તે ગુણોની ક્રિયા અન્યાશ્રયા–વગેરે શબ્દોમાં બતાવે છે વૃત્તિ એટલે ક્રિયા અને તમામ પદ સાથે એનો સંબંધ છે અન્યોન્ય અભિભવ વૃત્તિવાળા છે ગુણો એટલે કે એકબીજાના પ્રભાવને દાબી દેવાનો એમનો સ્વભાવ છે કેમકે તેઓ સર્વવશાત્ એક ગુણ જો ઉદાર અવસ્થામા વર્તતો હોય તો બાકીનાએ તેનાથી દબાઈને બેસી રહે છે અર્થાત્ સત્વગુણ વર્તતો હોય ત્યારે રજોગુણ તમોગુણ દબાઈ જાય અને ચિત્તમા એક પ્રકારની શાન્તિ પ્રસન્નતા અનુભવાય. તે જ પ્રમાણે રજોગણના સામા ત્ય કાળે સત્વ અને તમોગુણ લપાઈ જાય અને ચિત્તમા એક પ્રકારની ઘોરતા જણાય. તે જ મુજબ તમોગણનુ શાસન થાય એટલે સત્વ રજ દબાઈ જાય અને ચિત્તમા મૂઢતા વ્યાપે. આમ એમના વર્તનકાળે બીજા બે પોતાનુ સ્વરૂપ બતાવતા નથી અને વારાફરતી બધા જ વર્તે છે અને આથી માણસ ક્વચિત્ શાન્ત ક્વચિત્ ઘોર, ક્વચિત્ મૂઢ દેખાય છે

ઉપરાન્ત ગુણો 'અન્યોન્યાશ્રયવૃત્તિ' હોય છે અર્થાત્ સત્વગણ, પ્રવૃત્તિ અને નિયમનો આશ્રય લઈ રજ અને તમને પ્રકાશ દ્વારા ઉપકૃત કરે છે રજોગુણ પ્રકાશ નિયમનો આશ્રય લઈ પ્રવૃત્તિ દ્વારા બીજા બેને ઉપકૃત કરે છે અને તમોગુણ પ્રકાશ પ્રવૃત્તિનો આશ્રય લઈ નિયમન દ્વારા બનેને ભજે છે અર્થાત્ ગુણોનુ વર્તન પરસ્પરને ઉપકારક છે ગમે તે એક હોય ત્યારે બીજા બે પણ તેમા મદદરૂપ હોય છે જ

ઉપરાન્ત ગુણો "અન્યોન્યજનનવૃત્તય" હોય છે અર્થાત્ ત્રણમાથી ગમે તે એક ગમે તે એમની અપેક્ષા નઈ જનન–પરિણામ લાવે છે અર્થાત્ અન્યોન્યાશ્રયવૃત્તિ' વિશેષણ દ્વારા ગુણોની વિસદૃશ પરિણામ સૂચવે છે જ્યારે અન્યોન્ય જનનવૃત્તય શબ્દથી ગુણોનુ સદૃશ પરિણામ સૂચવે છે બધા મળીને સર્વના જનક થાય છે એવો નિગૂઢ અર્થ છે

અને એ ત્રણે ગુણો અન્યોન્યમિથુનવૃત્તય ' છે, અર્થાત્ એ ત્રણે ગુણો અન્યોન્ય સહચારી ગુણો છે એક બીજા વિના ન વર્તનારા છે અર્થાત્ સ્ત્રી પુરુષના યુગલની માફક સદા સહચરી જ છે અર્થાત્ કોઈપણ અવસ્થામા એમનો સહચાર અતૂટ જ હોય છે એક હોય ત્યા બીજા બે લપાતા પણ આવે જ છે ! જ્યા જાય ત્યા સાથે ને સાથે જ જાય. ગમે તે એમની વિશેષોદ્ભૂત અવસ્થા હોય પણ બીજા બે તેનો સંગ ત્યાગતા નથી.

અને આ કારિકા ખૂબ ઉપયોગી છે! આપણે વિવેકના ગરજુ છવોને ત્રિગુણનો સંનિપાત સમજાવનારી આ કારિકા છે ત્રણમાંથી સત્વ પ્રકાશમય હોઈને તેનું જ આપણામાં સામ્રાજ્ય પ્રસરે એ જોવું એવું રહસ્ય છે. અને કોઈપણ અવસ્થામાં ત્રણે ગુણો ભેગા જ હોઈને સત્વગુણની પરમ અવસ્થામાં પણ આપણે અભિમાન લેવા જેવું રહેતું નથી. ફક્ત અભિમાન લેવા જેવી અવસ્થા ત્રણ ગુણથી-પર અવસ્થા છે. પણ તેમાં પહોંચ્યા પછી તો અભિમાન જ મરી જાય છે. એટલે તેની રાખ પણ ત્યાં બળી હોઈને તેમાં પણ અભિમાન લેવાનું નથી. અને આથી તે અભિમાનશૂન્ય અવસ્થા જ ઉત્તમ.

* * *

## (૧૧)

ઉપરની કારિકામાં ગુણોનું સ્વરૂપ-પ્રયોજન-ક્રિયા વગેરે જોયા પ્રકાશ-પ્રવૃત્તિ અને નિયમાર્થ ગુણો છે એમ કહ્યું—તો પ્રકાશાદિ ધર્મવાળા તે કોણ છે? કયા કારણે તેઓ એવા છે એ સ્પષ્ટ કરતાં ગ્રંથકાર કહે છે—

**सत्त्वं लघु प्रकाशकमिष्टं उपष्टंभकं चलं च रजः ।**
**गुरु वरणकमेव तमः प्रदीपवच्चार्थतो वृत्तिः ॥ १२ ॥**

સત્વ ગુણ સાંખ્યાચાર્યોને મન લઘુ અને પ્રકાશક તરીકે ઈષ્ટ છે રજોગુણ ઉપષ્ટંભક અને ચલ છે તમોગુણ ગુરુ અને આવરણક છે. અને મોક્ષાપવર્ગાર્થે દીવાની પેરે તેમની વૃત્તિ છે.

અર્થાત્ આ કારિકામાં સત્વ વગેરે ત્રણ ગુણોના સ્વભાવનું અને તેમની પુરુષાર્થ પ્રવૃત્તિનું નિરૂપણ છે. સત્વ ગુણ જ લઘુ અને પ્રકાશક છે. લઘુ શબ્દનો આમ અર્થ તો હલકું એવો થાય છે. અર્થાત્ સત્વગુણ હલકો છે. એટલે કે જ્યારે તે ગુણનો ઉદય થાય છે. ત્યારે તમામ ઇન્દ્રિયોમાં એક પ્રકારની મંગલમય સ્ફુર્તિ લાગે છે. રૂના રેસા જેવી તમામ ઇન્દ્રિયો પોતપોતાના વિષયના ગ્રહણમાં કુશળ થાય છે. ઇન્દ્રિયોની આ ગ્રહણ કુશળતાને આ શાસ્ત્રમાં લઘુતા લાઘવ એમ કહે છે અર્થાત્ ચિત્તમાં સત્વનો ઉદ્રેક થાય ત્યારે આપણી પ્રત્યેક ઇન્દ્રિય પોતાના વિષયને ગ્રહણ કરવામાં પટુ બને છે. ઇન્દ્રિયોની આ વૃત્તિ પટુતામાં જે હેતુ છે તે સત્વગુણ છે. જ્યારે ચિત્તમાં ગુરુત્વ હોય ત્યારે ઇન્દ્રિયોની વૃત્તિ મંદ થઈ જાય છે. કાર્યના ઉર્ધ્વગમનમાં જે કારણ તે લઘુતા ગૌરવનો એ પ્રતિયોગી ધર્મ છે અગ્નિની જ્વાળા સદા ઊંચે જાય છે કારણ? એ કારણ તે જ લાઘવ છે. એ લઘુતા જ ક્વચિત્ વસ્તુના અધોગમનમાં પણ

કારણ બને છે વસ્તુનું નિર્ધારગમન એ વાસનને કારણે જ થાય છે અત્વની આ લઘુતાને બનને જ સત્વગુણ પ્રકાશક છે અર્થાત્ ત્યારે જ્યારે સત્વનો ઉત્કર્ષ ઉદ્રેક થાય ત્યારે ત્યારે મનમાં અને ઇન્દ્રિયોનાં પ્રમત્ત જ્ઞાનનું અજ્ઞાન પથરાય છે એ અજ્ઞાન અજ્ઞાનતા અંધાપાને દર્શાવે છે

જે સત્વગુણ લઘુ અને પ્રકાશક છે, તેમ રજોગુણ ઉપષ્ટમ્ભક અને ચલ છે એનો અર્થ આ છે સત્વગુણ અને તમોગુણ સ્વયં અક્રિય છે અને સ્વક્રિયા રહિત હોઇને પોતપોતાના કાર્ય કરવામાં તેમનો ઉત્સાહ હોતો નથી. આ બન્નેના પોતપોતાનાં કાર્યના અવસાદમાંથી ઉગારીને તેમને સ્વકર્મમાં રજોગુણ ઉત્સાહી અને પ્રયત્નશીલ કરે છે સત્વ અને તમોગુણને આગળ ધક્કો આપવાની જે શક્તિ તે ઉપષ્ટમ્ભન કહેવાય છે આ અર્થમાં રજોગુણ ઉપષ્ટમ્ભક છે

રજોગુણ આવો કેમ છે? એનું કારણ એ છે કે એ ચલ છે આ વાક્ય રજોગુણ પ્રત્યય છે એનો દ્યોતક છે ચોમેરથી રજોગુણ ત્રૈગુણ્યને ચલાવે છે બધો દ્રવ્ય અક્રિય કરે છે

તેજ પ્રમાણે તમોગુણ ગુરુ અને આવરણ કરનારો છે કેમ જાણું કે એ એવો છે? રજોગુણ ચલાયક હોઇને, સૌને સક્રિય કરતો હોઈને, ત્રણ ગુણોને ચોમેરથી એ ચલાવે છે પણ જીવનમાં આપણને સતત સક્રિયતા નથી લાગતી નિષ્ક્રિયતા જેવી મંદક્રિયતા પણ અનુભવમાં આવે છે રજોગુણની આ પ્રવૃત્તિનું પ્રતિબંધક કોણ? જો પ્રતિબંધક ન હોત તો ચોવીસે કલાક જીવનમાં પ્રવૃત્તિ જ રહેત. ઊંઘની અવસ્થા જ ઉડી જાત! તો પ્રવૃત્તિને સ્થગિત કરનાર ગુણ છે તે તમ. પ્રવૃત્તિનો પ્રતિબંધક તમોગુણ ગુરુ અને આવરણશીલ હોઈને રજોગુણને ક્વચિત્ જ પ્રવર્તવા દે છે સત્વગુણને આવરી લે છે આથી તમોગુણ ગુરુ-ભારી અને આવરણશીલ છે

અને આ ઠેકાણે એક શંકા થાય. ગુણો આમ પરસ્પર વિરોધી શીલવાળા છે અને પરસ્પર વિરોધી શીલવાળા હોઇને તેઓ ભેગા મળીને કામ કરે એ અશક્ય. તેમનું મિલન જ અશક્ય. અને મિલન થાય તો પણ સુન્દોપસુન્દની માફક તેઓ અન્યોન્યના ઘાતક જ નીવડે! તો પછી તે બધા ગુણો મળીને એક ક્રિયાના કર્તા બને એ કેમ સંભવે! આ શંકાનું સમાધાન પ્રદીપવચ્ચાર્થતો વૃત્તિ એ કારિકા અવતરણ છે દીવાસાનું હોય છે? વાટ, તેલ અને જ્યોત એ ત્રણે પરસ્પર વિરોધી છે છતાં એ ત્રણે મળીને પ્રકાશરૂપ કાર્યને કરે છે તેજ પ્રમાણે ત્રણ ગુણો પણ વિરોધી હોવા છતાં મળીને પુરુષાર્થે વર્તે છે અગર તો વાત પિત્ત અને કફ પરસ્પર વિરોધી છે છતાં શરીરનું ધારણ-પોષણ વગેરે, મળીને

કરે છે, તે રીતે જ ગુણોને વિશે પણ જાણવું રહ્યું. આ ત્રણેના મિલન પાછળ એક જ-પ્રયોજન છે અને તે પુરુષાર્થ. જીવ માત્રના ભોગ અને અપવર્ગરૂપી પ્રયોજનને સાધવાને માટે અન્યોન્ય વિરોધી છતાં ગુણોની વૃત્તિ હોય છે.

આ તો થઈ શાસ્ત્રીય ચર્ચા. આપણે એમાં શું સમજવું? આપણે તો જીવનોપયોગી અર્થ કાઢી લેવો રહ્યો. સત્ત્વગુણ લઘુ અને પ્રકાશક છે. રજોગુણ પ્રેરક અને સક્રિય છે. તમોગુણ ગુરુ અને આવરણશીલ છે. આ ત્રણે ગુણોમાં સત્ત્વની વૃદ્ધિ ઇષ્ટ છે. કેમકે સત્ત્વના સંચયમાં જીવનદર્શન અને નિદ્રા છે. આથી આપણે એ રીતની ચર્ચા યોજવી રહી જેથી રજોગુણ અને તમોગુણનો લાભ ઉઠાવીએ છતાં સત્ત્વગુણમાં વધીએ. અધિકાંશ સત્ત્વ જ વહેતો રહે એ રીતે એ ત્રણેને અવિરોધી રીતે વર્તવા દેવા રહ્યા. ત્રણે ઉપયોગી છે. પણ ત્રણેનું જીવનમાં એવું તો સુભગ મિશ્રણ હોવું ઘટે કે જેથી જીવન એક મહાકળા થઈને ઊભું રહે! ત્રણે ગુણોના ઉપર આપણો સ્વાભાવિક કાબૂ આવે એવી આપણી સાધના હોવી જોઈએ. ધારેલી ક્ષણે આત્માના સંકલ્પ માત્રે સત્ત્વગુણ ઉભરતો થાય, ધારેલી પળે સક્રિયતા આવે, ધારેલી પળે આવરણ ઓઢી લઈએ એવી શક્તિ સંપાદિત કરવી જોઈએ. છેવટે તો આત્માની સત્તા ગુણોએ સ્વીકારવી રહે છે ને? ત્રણે ગુણો આપણને સ્વાધીન હોય–એમની પાસે સ્વેચ્છાએ આપણી સેવા કરાવીએ અને વખત આવ્યે ત્રણેને સમીક્ષા માત્રથી શાંત કરી, ત્રણેથી પર થઈ જવાની કળા કેળવીએ ત્યારે જીવનદર્શન પામ્યા કહેવાઈએ. ગુણો ઉપર આપણો અધિકાર સ્થપાય અને આપણા ઉપરથી ગુણોનો અધિકાર ઉખડી જાય ત્યારે આત્મા કૃતાર્થ થાય. વિવેકના પ્રકરણમાં આ પ્રાપ્તવ્ય સ્થિતિ છે. એની પ્રાપ્તિ માટે આ બધો ઉપક્રમ છે એ ન ભૂલીએ. શાસ્ત્રીય ઝીણવટો વિજ્ઞાનની પૂર્ણતા માટે છે. એનો સાર તેટલો આપણે હૃદયસ્થ કરવો જ જોઈએ. ગુણોનો આપણા ઉપર અધિકાર નહીં ગુણોના ઉપર આપણો સંપૂર્ણ અધિકાર જામે આવી સ્થિતિમાં જ ધન્યતા છે.

* * *

## ( ૧૨ )

ગઈ કારિકાઓમાં વ્યક્ત અને અવ્યક્તનું સાધર્મ્ય અને પુરુષથી તેમનું વૈધર્મ્ય, ત્રિગુણનું સ્વરૂપવર્ણન વગેરે ચર્ચ્યું, પણ આ ઠેકાણે એક શંકા જન્મે છે એ શંકાનું સમાધાન કરીને આગળ વધવું રહ્યું. પૃથિવી વગેરે પદાર્થો તો અનુભવમાં આવે છે, અને અનુભવમાં આવતા એવા તે પદાર્થોમાં 'અવિવેકિતા' વગેરે અનુભવે સિદ્ધ છે. પણ સત્ત્વ વગેરે ત્રણ ગુણો તો અનુભવ ગમ્ય આવતા નથી.

તો તેમનામાં અવિવેકિત્વ વગેરે છે એમ કેવી રીતે સમજાય? એટલે કે સત્ત્વ વગેરે ગુણોમાં અવિવેકિત્વ, વિષયત્વ, સામાન્યત્વ, અચેતનત્વ અને પ્રસવધર્મિત્વ વગેરે છે એમ કેમ સમજાય? આ શંકાનું નિરસન કરતા કહે છે કે—

**अविवेक्यादेः सिद्धिः त्रैगुण्यात् तद् विपर्ययाभावात् ।**
**कारणगुणात्मकत्वात् कार्यस्य अव्यक्तमपि सिद्धम् ॥ १४ ॥**

ત્રૈગુણ્યને લઈને પ્રધાન મહદ્ વગેરે તત્ત્વોમા અવિવેકિત્વ વગેરે ધર્મોની અન્વય દૃષ્ટિએ સિદ્ધિ થાય છે અને આત્મામા ત્રૈગુણ્યના અભાવને લઈને વ્યતિરેક દૃષ્ટિએ પણ એ–અવિવેકિત્વ વગેરે સિદ્ધ થય છે અને કાર્ય કારણના ગુણોવાળુ હોવાથી અવ્યક્ત પણ સિદ્ધ થાય છે ॥ ૧૪ ॥

અર્થાત્ પ્રત્યક્ષ પ્રમાણથી જે સિદ્ધ હોય તેને સ્વીકારવામા કોઈ વાંધો ન હોઈ શકે પણ જે પ્રત્યક્ષથી ન પકડાતુ હોય તેને સ્વીકારતાં પહેલા ચિન્તા કરવી પડે છે. અવિવેકિત્વ વગેરે વ્યક્ત પદાર્થોમાં તો પ્રત્યક્ષ દેખાય છે પણ પ્રકૃતિ મહત્તત્ત્વ વગેરેમા તે ધર્મો છે એ પ્રત્યક્ષ નથી તો તેઓ છે એમ કેમ મનાય? એ માટે પ્રમાણ શું? તો અનુમાન પ્રમાણથી એ સિદ્ધ થાય છે એવુ એનુ સમાધાન છે ત્રૈગુણ્યરૂપી કારણને લઈને પ્રધાન મહત્ વગેરે અવિવેકત્વ વગેરે ધર્મોવાળા છે એમ સિદ્ધ થાય છે જે જે સુખ દુઃખ મોહાત્મકત્વ હોય, તે તે અવિવેકત્વ વગેરેથી સિદ્ધ હોય છે, જેમ કે—આ અનુભવમા આવતુ વ્યક્ત આમ અન્વય દૃષ્ટિએ સમજવુ. વ્યતિરેક દૃષ્ટિએ અનુમાનનો આવો આકાર સમજવો જે અવિવેકિત્વ વગેરે ધર્મથી આક્રાન્ત ન હોય તે ત્રિગુણ હોતુ નથી, જેમ કે—આત્મતત્ત્વ. આત્મા અવિવેકિત્વ વગેરે ધર્મો વિનાનો છે અને આથી એ ત્રિગુણ નથી. આમ ઉભય રીતે અવ્યક્ત મહદ્ વગેરે તત્ત્વોમા પણ અવિવેકિત્વ વગેરે ધર્મો વસે છે એ સ્પષ્ટ થાય છે

અને આ ઠેકાણે વળી શંકા થાય કે જો અવ્યક્તની સિદ્ધિ થાય તો પછી તેના અવિવેકિત્વ વગેરેની સિદ્ધિ સંભવે. આ તો અવ્યક્ત જ હજી અસિદ્ધ છે, તો પછી તેના ધર્મોની ચર્ચા જ નાપાયાદાર! આનુ સમાધાન દેતા કારિકાકાર કારિકાનો ઉત્તર ભાગ કહે છે કાર્ય હમેશા કારણના ગુણોથી અન્વિત જોવામા આવે છે તન્તુ વગેરેના ગુણો પટ વગેરેમા આવે છે તે જ પ્રમાણે સુખ દુઃખ મોહાત્મક જોવામા આવે છે મહદ્ વગેરે કાર્યો. આથી તે મહત્ વગેરેનુ કારણ પણ સુખ દુઃખ મોહાત્મક હોવુ જ જોઈએ. અને એવુ જે સુખ દુઃખ મોહાત્મક તત્ત્વ તે જ અવ્યક્ત–પ્રધાન–પ્રકૃતિ વગેરે નામે કહેવામા આવે છે અને આથી અવ્યક્ત અને

તેના અવિવેકિત્વ, વગેરે ધર્મોની સિદ્ધિ અનુમાન પ્રમાણથી સિદ્ધ થાય છે વિવેક માટે આ કારિકામાં 'ત્રૈગુણ્યવિપર્યયનો વિવેક કર્યો છે' આ માત્ર–સ્વરૂપ ત્રિગુણથી પર હોવાને તે જ ઉપાદેય છે પ્રકૃતિ અને તેના કાર્યો ત્રિગુણાત્મક હોવાને આપણે આત્મા નથી આમાં સિવાય કશું ઉપાદેય કે આત્મા હોઈ શકે નહીં આથી આત્મભિન્ન બધું જ હેય છે એ હેય છે એવી સૂચના આ કારિકામાં મૂકી છે ॥૧૪॥

આ ઠેકાણે આ શંકા ઉદ્ભવે છે ન્યાયશાસ્ત્ર અને વૈશેષિક શાસ્ત્રના અનુયાયીઓનું એવું કહેવું છે કે–એવી માન્યતા છે કે વ્યક્તમાંથી વ્યક્ત ઉત્પન્ન થાય છે પરમાણુઓ વ્યક્ત છે એ પરમાણુઓમાં તે તે જીવના અદૃષ્ટાનુસાર ક્રિયા જન્મે છે અને એ ક્રિયાથી તેઓ–બે પરમાણુઓ એકમીજા સાથે સંયુક્ત થાય છે તે દ્વ્યણુક કહેવાય છે આ દ્વ્યણુકમાંથી ત્ર્યણુક તેમાંથી ચતુરણુક અને એ ક્રમાનુસાર પૃથ્વી વગેરે સમગ્ર કાર્ય સમુદાયરૂપ વ્યક્તનો આરંભ થાય છે ઉપરાંત કારણમાં જે ગુણો સમવાયી હોય તે કાર્યમાં પણ સમવાયી થાય છે આથી પૃથિવી વગેરેના પરમાણુઓમાં રહેલા ગુણો કાર્યમાં પણ સમાન જાતીય ગુણાન્તરનો આરંભ કરે છે આથી પૃથિવી વગેરેમાં કારણના ગુણોના ક્રમે રૂપ વગેરેની ઉત્પત્તિ થાય છે આમ વ્યક્તમાંથી જ વ્યક્ત અને તેના ગુણોની ઉત્પત્તિ થતી હોવાથી અપ્રામાણિક અવ્યક્તને સિદ્ધ કરવાની આવશ્યકતા જ નથી આમ અવ્યક્તની જરૂરનો જ જ્યાં છેદ ઉડાવે એવી શંકા થતા અવ્યક્ત છે એ સિદ્ધ કરવું જોઈએ. આથી અવ્યક્તની પ્રમાણપૂર્વકની સિદ્ધિ કરતા કારિકાકાર કહે છે–

**भेदानां परिमाणात् समन्वयात् शक्तित प्रवृत्तेश्च ।**
**कारणकार्यविभागात् अविभागात् वैश्वरूपस्य ॥ १५ ॥**
**कारणमस्त्यव्यक्त, प्रवर्तते त्रिगुणतः समुदयाच्च ।**
**परिणामतः सलिलवत् प्रतिप्रतिगुणाश्रयविशेषात् ॥ १६ ॥**

કારણ કાર્યના વિભાગને લઈને, સમગ્ર કાર્યનો સંહારકાળે કારણમાં વિભાગ થતો હોઈને, શક્તિમાંથી પ્રવૃત્તિને લઈને પરિમાણને લઈને, સમન્વયને લઈને કાર્યોનું અવ્યક્તરૂપી કારણ છે તે ત્રણે ગુણરૂપે પ્રલયકાળે વર્તે છે સમુદાયરૂપે સર્ગાવસ્થામાં પ્રવર્તે છે પ્રત્યેક ગુણના આશ્રયને લઈને પરિણામ ભેદને લઈને પાણીની માફક એકરૂપ ગુણે અનેકરૂપ પરિણામ દ્વારા પ્રવૃત્તિ થાય છે ॥ ૧૫ ૧૬ ॥

અર્થાત્ અવ્યક્ત પ્રમાણ દ્વારા સિદ્ધ થાય છે અવ્યક્ત અપ્રામાણિક નથી વિવેકના પ્રકરણમાં બુદ્ધિને રુંધીને તો ચાલવાનું હોઈ શકે નહીં કેમકે અપ્રામાણિક વિચાર પરિણામે આપઘાતી થાય છે આથી આ કારિકામાં પાંચ કારણો દ્વારા કાર્યોનું–અવ્યક્ત નામનું કારણ છે જ એવું સિદ્ધ કરે છે આપણે એ પાંચે કારણો તપાસીએ

મહત્‌થી માંડી ભૂમિ સુધીના કાર્યોનું—એઓનું અવ્યક્ત રૂપી કારણ છે કેમકે (૧) कारणकार्यविभागात् અર્થાત્ સાંખ્ય શાસ્ત્ર સત્કાર્યવાદી છે ઉત્પત્તિ કે કારણ વ્યાપાર પહેલા પણ કાર્ય કારણમાં હોય છે જ એમ સાંખ્યશાસ્ત્રની સ્વીકૃતિ છે આમ સત્કાર્ય સાંખ્યનો આધારસ્તંભ છે કાચબાના શરીરમાં રહેનારા અંગો જ બહાર નીકળે છે અને પ્રકટેલા તે અંગો જોઈને "આ એનું શરીર—આ એના અંગો" એવો આપણે વિભાગ કરીએ છીએ. અને અંદર હતા તે જ અવયવો પ્રકટીને પાછા અંદર સમાઈ જતા જોઈએ છીએ. સમાઈ જતા તે અવ્યક્ત બની જાય છે કાચબાનું આ દૃષ્ટાંત અહીં ઉપયોગી થઈ પડશે. એ જ પ્રમાણે કારણ સ્વરૂપ માટીના પિંડ કે સોનાની લગડીમાંથી ઘટ મુકુટ વગેરે કાર્યો અંદર હોઈને જ આવિર્ભાવ પામતા હોઈને વિભક્ત થાય છે, તે જ પ્રમાણે કારણમાં તદ્રૂપે રહેનાર પૃથિવી વગેરે કાર્યો તે તે કારણમાંથી આવિર્ભાવ પામતા હોઈને વિભક્ત થાય છે સ્થૂલ ભૂતો, સૂક્ષ્મ તન્માત્રામાંથી, તન્માત્રાઓ અહંકારમાંથી, અહંકાર મહત્તત્ત્વમાંથી અને મહત્તત્ત્વ પરમ અવ્યક્તમાંથી પ્રકટે છે પણ અંદર હોઈને જ તેમાંથી તે પ્રકટતા હોઈને, મૂળ કારણને અવ્યક્ત તરીકે ધરે છે પરમ અવ્યક્ત કારણમાંથી સાક્ષાત્ અગર તો પરંપરાએ અવિરત તમામ કાર્યોનો વિભાગ છે તે આ જ એ અવ્યક્ત નામનું મૂળ કારણ છે એ સૂચિત કરે છે

(૨) ઉપરાંત अविभागात् वैश्वरूपस्य એ અવ્યક્તને સાધનારો બીજો હેતુ જે સૃષ્ટિકાળે મૂળ અવ્યક્ત કારણમાંથી પ્રકટ થનાર મહદ્ વગેરે કાર્યો પ્રલયકાળે જ્યારે લયોન્મુખ બને છે ત્યારે પ્રતિલોમ ક્રમે પાછા અવ્યક્તમાં જ જઈને સમાય છે જે જેમાંથી પ્રકટે તેમાં જ તે ઊંધા ક્રમે લીન થતા થતા મહત્તત્ત્વ જેમાં લીન થાય તે અવ્યક્ત છે એમ મનાત્ આપણે સ્વીકારવું જ પડે. પ્રકૃતિનો બીજા કોઈ કારણમાં લય સંભવતો નથી. કેમકે તેમ માનતા અનવસ્થા દોષ આવી નડે. અને વ્યવસ્થા થતી હોય ત્યાં અનવસ્થા સ્વીકારવી એ બુદ્ધિની દુરસ્ત અવસ્થા ન કહેવાય. આથી કારણમાં સત્ કાર્ય હોઈને જ તેમાંથી કાર્યનો આવિર્ભાવ અને તેમાં જ તિરોભાવ થતો હોઈને અવ્યક્ત કારણ છે એમ સિદ્ધ થાય છે

(૩) ઉપરાંત અવ્યક્તરૂપી કારણ છે એ સિદ્ધ કરતું ત્રીજું કારણ છે शक्तितः प्रवृत्तेः च। અર્થાત્ કારણની શક્તિમાંથી જ કાર્ય પ્રકટે છે અશક્ત કારણમાંથી કાર્યની ઉત્પત્તિ થઈ શકતી નથી અને એ શક્તિ એટલે શું? કારણમાં રહેલી અવ્યક્તતાથી ભિન્ન કાર્યની કોઈ શક્તિ હોતી નથી. કેમકે સત્કાર્યવાદમાં અવ્યક્તતા સિવાય કાર્યની કોઈ શક્તિ માટે પ્રમાણ જ નથી. તેલના ઉપાદાન કારણરૂપ તલમાં અને રેતીમાં આટલો જ તો ભેદ છે તલમાં જ અનાગત અવસ્થામાં તેલ રહેલું હોય છે, રેતીમાં નહીં આથી કાર્યનું કારણ અવ્યક્ત છે

(૪) આ રીતે કાર્યનું કારણ અવ્યક્ત છે એ માટે એક શંકા થાય. शक्तितः प्रवृत्तेः અને कारण कार्य विभाग अविभाग મહત્તત્ત્વ જ પરમ અવ્યક્ત છે એમ સિદ્ધ કરે છે તો પછી મહત્તત્ત્વ કરતાં પર કોઈ અવ્યક્તની સિદ્ધિની શી જરૂર? આ શંકાનું સમાધાન કરનારો અને તે દ્વારા અવ્યક્તને સિદ્ધ કરનારો ચોથો હેતુ તે परिमाणात् એ છે. પરિમાણને લઈને પણ અવ્યક્ત છે એમ સિદ્ધ થાય છે. પરિમાણ એટલે પરિમિતતા. એટલે કે અવ્યાપકતા. महदादिभेदा अव्यक्तकारणवन्तः ? कुतः ? तो परिमितत्वात् घटादिवत् એવું એમાં અનુમાન થઈ શકે છે. મહત્ વગેરે ભેદો અવ્યક્તરૂપી કારણવાળા છે કેવી રીતે? તો અવ્યાપક હોઈને. જે જે અવ્યાપક તે તે અવ્યક્ત કારણવાળાં હોય છે જેમકે ઘડો. આ અનુમાનથી પણ અવ્યક્તની સિદ્ધિ થાય છે. ઘટ વગેરે પદાર્થો પરિમિત છે અને મૃદ્ વગેરે અવ્યક્ત કારણવાળા પ્રત્યક્ષ છે. અને કાર્યની અવ્યક્ત અવસ્થા તે કારણ જ છે એ તો અનેક વખત કહેવામાં આવ્યું જ છે. તો જે મહત્ નામના કાર્યનું કારણ તે જ પરમ અવ્યક્ત. અને અવ્યક્તનું કારણ કલ્પવામાં પ્રમાણિકતા નથી.

(૫) આ ઉપરાંત समन्वयात् નામનો હેતુ પણ અવ્યક્તને સિદ્ધ કરે છે. ભિન્ન વસ્તુઓની સમાનતા એટલે સમન્વય. અધ્યવસાય વગેરે લક્ષણવાળા બુદ્ધિ વગેરે પદાર્થો સુખ-દુ:ખ-મોહથી સમન્વિત પ્રત્યક્ષ જણાય છે. અને જે જે રૂપથી સમનુગત હોય તે તે સ્વભાવરૂપ અવ્યક્ત કારણવાળું હોય છે. જેમકે માટી સોનું વગેરેથી સમનુગત ઘટ મુકુટ વગેરે પદાર્થો માટી સોનું વગેરે અવ્યક્ત કારણવાળા હોય છે. આથી કાર્યનું અવ્યક્ત એવું કારણ હોય છે એ સિદ્ધ જ છે.

આમ અવ્યક્તને સિદ્ધ કરી હવે તેની પ્રવૃત્તિનો પ્રકાર વર્ણવે છે કે ' प्रवर्तते त्रिगुणतः ' ગુણો પરિણામ પામવાના સ્વભાવવાળા છે. આથી વિના પરિણામે પળભર પણ તેઓ રહેતા નથી. તો પ્રલય વેળાએ પણ ગુણો એકસરખી પરિણામ પરંપરા અનુભવે જ છે. અર્થાત્ પ્રલયાવસ્થામાં સત્ત્વ સત્ત્વરૂપે, રજોગુણ રજોગુણરૂપે, તમોગુણ તમોગુણરૂપે પ્રલયકાળે પણ પ્રવર્તે જ છે. અને આથી ત્રિગુણતઃ પ્રવર્તતે એમ કારિકાકાર કહે છે.

આ ઉપરાંત સૃષ્ટિમાં એની પ્રવૃત્તિનો પ્રકાર समुदयाच्च એ હેતુ આપે છે. સમેત્ય ઉદય સમુદય અર્થાત્ સમવાય એટલે સમુદય. આવો સમુદય ગુણો વચ્ચે મુખ્ય ગૌણ ભાવ વિના ન સંભવે. અને ગુણપ્રધાન ભાવ વિષમતા વિના ન સંભવે. અને વિષમતા પણ તો જ સંભવે જો ગુણો પરસ્પર ઉપમર્દક કે ઉપમર્દિત ન થતા હોય. અર્થાત્ સૃષ્ટિકાળે ગુણોની ન્યૂનાધિક અવસ્થારૂપી વિષમતા હોય છે. અને આમ મહદાદિ ભાવે ગુણોનું વર્તન એ જ એમની બીજી પ્રવૃત્તિ છે.

અને અહીં એક વાત ધ્યાનમાં રાખવી? ગુણો એકરૂપ છે તો એમના ગુણોની પ્રવૃત્તિ એકરૂપ જ હોય છે અને તો તેમની જોડે પ્રવૃત્તિ કેવી રીતે હોઈ શકે? પરિણામત સલિલવત્ શબ્દમાં એનું સમાધાન છે વરસાદથી પડતું પાણી તો એકરૂપ જ હોય છે પણ તે પાણી ભૂમિના જુદા જુદા વિભાગોના સંબંધમાં આવે છે નાળીએર, નારંગી, આમલી, આમળા વગેરેના ફળના રસરૂપે પરિણામ પામતું તે પાણી મીઠું ખારું, ખાટું તીખું તૂરું એમ ઘણું બને છે તે જ પ્રમાણે એ એક ગુણના સમુદાયને લઈને પ્રધાન ગુણના આધારે અપ્રધાન ગુણો પરિણામમાં જોવા જ આવે છે એ જ વાતને પ્રતિ પ્રતિ ગુણાશ્રય વિશેષાત્ એ શબ્દોમાં જણાવે છે આમ અવ્યક્તની સિદ્ધિ પ્રામાણિક છે અને તેની પ્રવૃત્તિનો પ્રકાર પણ બુદ્ધિગમ્ય છે

* * *

(૧૩)

અવ્યક્તની સિદ્ધિ જોઈ. અવ્યક્તની સિદ્ધિ ઉપર સાંખ્યશાસ્ત્રમાં ઘણો મદાર છે સત્કાર્યવાદના સિદ્ધાંત સમયે એ બતાવ્યું જ હતું. હવે થોડું આગળ ચાલીએ.

આ અવ્યક્તની સિદ્ધિ અને તેની પ્રવૃત્તિ જણાવી. પણ પ્રશ્ન એ છે કે એ અવ્યક્તની પ્રવૃત્તિ કયા પ્રયોજને છે? પુરુષને માટે તો એ હોઈ શકે નહીં કેમકે પુરુષ છે એમાં પ્રમાણ શું? જો પ્રમાણપૂર્વક પુરુષની—આત્માની સિદ્ધિ થતી હોય તો પ્રકૃતિની પુરુષાર્થે પ્રવૃત્તિ સમજી શકાય. આ શંકાનો નિરાસ કરતાં પુરુષના અસ્તિત્વ માટે પ્રમાણોથી ભરપૂર કારિકાનો અવતાર કરે છે. માનવ મતિ પોતાના અધિકાર પ્રમાણે સૂક્ષ્મતાની અવધિ સુધી જઈ શકે છે. મોટે ભાગે માનવ મતિ પ્રકૃતિની સૂક્ષ્મતાથી પણ સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ એવી આત્મા અને પરમાત્માની ભૂમિકા સુધી પહોંચી શકતી નથી. અને પ્રકૃતિને કે તેના જ કોઈ એકાદ તત્ત્વને આત્મતત્ત્વ તરીકે પીછાની તેમાં તન્મય થઈને મિથ્યા તુષ્ટિમાં મહાલતા રહે છે. આવા મધ્ય માર્ગે મિથ્યા તુષ્ટિમાં કૃતાર્થતા સેવતા જીવો માટે સૂક્ષ્મતાની અવધિ સમા પુરુષની હયાતી માટેના પ્રમાણો આપવા એ હવે પછીની કારિકાનો વિષય છે. પ્રથમ કરુણામય આચાર્ય કહે છે—

**सघातपरार्थत्वात् त्रिगुणादिविपर्ययात् अधिष्ठानात् ॥**
**पुरुषोऽस्तिभोक्तृभावात् कैवल्यार्थं प्रवृत्तेश्च ॥ १७ ॥**

સંઘાતના પરાર્થ જ હોઈને, ત્રિગુણ વગેરેનો અભાવ હોઈને, અધિષ્ઠાતા હોવાને લઈને, ભોક્તાપણાને લઈને તથા કૈવલ્ય માટે પ્રવૃત્તિ હોઈને અવ્યક્તથી ભિન્ન એવો પુરુષ-આત્મા છે

અર્થાત્ અવ્યક્ત વગેરેથી અતિરિક્ત—ભિન્ન એવો પુરુષ છે અને તે એક નહીં પણ પાચ પાચ પ્રમાણોથી સાબિત થઈ શકે છે અને સાબિત થતી વસ્તુ પ્રામાણિક જ હોય. આથી પુરુષની અસ્તિ વિરે કોઈ શક નથી. તો એ પાચ હેતુઓ ક્યા? પ્રથમ કહે છે—(૧) સઘાતપરાર્થત્વાત અર્થાત્ 'હું છુ' એ તો સૌનો અનુભવ જ છે હું છુ કે નહીં—એવો કોઈને સશય નથી હોતો આ કારણે હોનારા એવો પુરુષ અવ્યક્ત વગેરેથી ભિન્ન છે કે અભિન્ન છે એ જ સિદ્ધ કરવુ રહે છે આથી અવ્યક્ત વગેરેથી ભિન્ન પુરુષ છે એ સાબીત કરવા આ—સઘાત માત્ર પરાર્થે જ હોય છે—સ્વાર્થે નહીં એ હેતુ આપે છે જ્યા જ્યા સઘાત ત્યા ત્યા તે સઘાત પરાર્થે જ—પોતાનાથી કોઈ ભિન્ન તેમાટે જ—તે હોઈ શકે છે એવો નિયમ જોવામા આવે છે સઘાત એટલે અનેકનુ મિશ્રીભવન. અવ્યક્ત મહદ્ અહમ્ર વગેરે પરાર્થે જ છે પોતાનાથી ભિન્ન એવા પુરુષને માટે જ છે કેમકે એ બધા સઘાત જ છે સહત હોવાને લઈને શયન આસન વગેરેની માફક સુખદુઃખ મોહ સ્વરૂપ હોઈને અવ્યક્ત મહદ્ વગેરે બધાય સઘાતો જ છે સઘાત માત્ર પરાર્થે જ હોઈને શરીરાદિ પ્રકૃતિ સુધીના બધાય તત્ત્વોનો સઘાત મેળો એમનાથી ભિન્નને માટે જ હોઇ શકે એ જે ભિન્ન તે જ સાખ્યનો પુરુષ

કદાચ નિરકુશ તર્ક અહીં આ શકા જન્માવે. શયન વગેરેનો સઘાત, સઘાત સ્વરૂપ શરીર તે માટે જ જોવામા આવે છે અવ્યક્ત વગેરેથી વ્યતિરિક્ત આત્માની પ્રતિ તેઓ પરાર્થ નથી. આથી સઘાન કોઈ બીજા સઘાતને સારુ હોઈ શકે એવી પરિસ્થિતિ કેમ ન હોય। તે અસહત આ માને જ સમર્પિત કરે છે એમ કેમ જાણવુ? આથી બીજો હેતુ આપે છે —ત્રિગુણાદિવિપર્યયાત્ અભિપ્રાય એ કે જો સઘાત બીજા સઘાતને માટે હોય તો બીજો વળી ત્રીજાને માટે અને ત્રીજો વળી ચોથાને માટે જ હોઇ શકે આમ ખેચતા તો અનવસ્થા દોષ આવે અને વ્યવસ્થા હ ઘસતોષ હોનારી હોય તો પછી કોકનુ તાણવુ તાણ છે જ્યા જ્યા સહતપણ એટલે કે સઘાત ત્યા ત્યા પરાર્થત્વ જ હોય છે આથી અનવસ્થાના ભયે આત્માને સઘાતથી ભિન્ન માન્યે જ છૂટકો. અને એમ સ્વીકારતા એ આત્મા ત્રિગુણ રહિત છે, અવિવેકી છે અવિષય છે, અસામાન્ય છે, ચેતન છે અપ્રસવધર્મી છે એ સ્વીકારવુ જ રહે. અને એ જ યોગ્ય છે કેમકે ત્રિગુણ વગેરે ધર્મો સહતપણાથી વ્યાપ્ત છે એ સહતપણુ જો આ આત્મામાં નથી, તો પછી, જ્યા બ્રાહ્મણપણુ જ નથી ત્યા "કઠ શાખાનો આ બ્રાહ્મણ" એવુ વિધાન સ્વયમેવ ઉન્મૂલિત પામે તેમ આત્મામા જ્યા સહતપણુ જ નથી ત્યા ત્રિગુણ વગેરેનો પરિહાર સ્વયસિદ્ધ જ થાય। આથી આત્મા અત્રિગુણ અવિવેકી વગેરે છે એમ જ્યારે આચાર્ય કહે છે ત્યારે આત્મા છે અને અસહત છે એ જ એનો અભિપ્રાય હોઈ શકે

(૩) પુરુષ છે એ અધિષ્ઠાનાત્ નામના હેતુથી પણ સિદ્ધ થાય છે રથ ઉપર જેમ સારથી સવાર થાય છે તેમ ત્રણ ગુણો અને એની સતતિ ઉપર આત્મા સવાર થાય છે ત્રણ ગુણો ઉપર સવાર થતો હોઈને તેમનાથી ભિન્ન એવો આત્મા છે એમ સિદ્ધ થાય છે અર્થાત્ જે જે કાંઈ સુખ દુઃખ મોહથી ભરપુર હોય તે અવશ્ય પોતાનાથી ભિન્ન એવા કોઈ બીજાથી અધિષ્ઠિત થતું જોવામાં આવે છે, રથ વગેરે જેમ સારથીથી તેમ અને આ બુદ્ધિ વગેરે બધુય સુખદુઃખ મોહાત્મક છે આથી તેના ઉપર પણ સવાર થનારો હોવો જ જોઈએ જે અધિષ્ઠિત થાય છે તે જ પુરુષ છે અને તે જ ત્રણગુણથી ભિન્ન એવો આત્મા છે

(૪) ઉપરાંત ભોક્તૃભાવાત્ એ ચોથા હેતુથી પણ પુરુષસિદ્ધિ થાય છે ભોક્તા નામે ભોગ્ય એવા સુખદુઃખને ભોગવે છે ભોગ્ય એવા સુખ અને દુઃખ—અનુકૂળ અને પ્રતિકૂળ વેદન જાણે જાણે દીઠ અનુભવમા આવે છે સુખ અને દુઃખનો અનુભવ કરનાર તેમનાથી ભિન્ન જ હોવો જોઈએ સુખ સુખને માટે નથી, તેના ભોગવનાર માટે છે દુઃખ દુઃખને માટે નથી, તેના ભોગવનાર માટે છે બુદ્ધિ વગેરે પદાર્થો સુખદુઃખ રૂપ છે અને આથી તેઓ પોતાને માટે નથી પોતાનાથી જુદા કોઈકને માટે હોય છે કેમકે સ્વમા તો સ્વની વૃત્તિ વિરોધી છે અગ્નિ પોતાના ઉપર પોતે ન ફરી શકે ! આમ સ્વાત્મામા વૃત્તિ વિરોધ થતો હોઈને સુખ દુઃખાદિથી ભિન્ન કોઈ પુરુષ હોવો જ જોઈએ અને છે અને તે જ આત્મા છે

(૫) ઉપરાંત પુરુષ છે એમ પાચમો હેતુ "कैवल्यार्थं प्रवृत्तेश्च" બનાવે છે વિવેકદૃષ્ટિ શાસ્ત્રો અને મહર્ષિઓની કેવળતા માટે પ્રવૃત્તિઓ જોવામા આવે છે ત્રણ પ્રકારના દુઃખોનો આત્યંતિક પ્રશમ એને કૈવલ્ય એવુ કૈવલ્ય બુદ્ધિ વગેરે પદાર્થોનુ હોઈ જ ન શકે કેમકે તેઓ તો સ્વય દુઃખાદિ સ્વરૂપ છે જેનો જે સ્વભાવ તેનો તેનાથી વિયોગ કેવી રીતે કરાવાય ? તેમનાથી ભિન્ન અને અન્યસ્વરૂપ આત્માનો તેમનાથી વિયોગ સપાદિત કરવો શક્ય બને અને દિવ્યદર્શનવાળા શાસ્ત્રો અને મહર્ષિઓની કૈવલ્ય માટે આદિકાળથી પ્રવૃત્તિ જોવામાં આવે છે આથી બુદ્ધિ વગેરેથી ભિન્ન આત્મા છે એમ નિર્બાધપણે સિદ્ધ થાય છે

અર્થાત્ આ કારિકા સદ્બુદ્ધિના દિગ્વિજયની કારિકા છે આ પાચે હેતુઓનુ સૂક્ષ્મ અવલોકન અનાત્માથી ભિન્ન એવા આત્માની સંપૂર્ણ સિદ્ધિ કરે છે અને આત્મા છે એમ જો અંતરના ઊંડાણથી ખાત્રી થાય અને છે એવો આત્મા આ બધાથી જુદો છે એમ ખાત્રી થાય તો આખાયે સસારભાવની નિવૃત્તિ શક્ય બને તો જ મોક્ષમા શ્રદ્ધા ઉપજે તો જ સત્કાર્યમા જ રમવુ

જોઈએ એ સમજાય. તો જ જીવવામાં આનન્દ છે એ સ્પષ્ટ થાય. આત્મા જ જો ન હોય તો આ વિશ્વની સમસ્ત માળખું ન સમજાવી શકાય. આત્માની અસ્તિ સ્વીકારતાં વિશ્વનું અસ્તિ સમજાઈ જાય છે. છે એવા આત્માને પ્રભુકૃપાથી આપણે બરાબર સમજીએ તો કેવું સારું ?

* * *

(૧૪)

આત્મા છે એ વ્યવસ્થિત રીતે અને પ્રામાણિકપણે સમજાયું હોવું જોઈએ. એ સમજાય અને સ્વીકારાય પછી આપણું ચિન્તન એક ડગલું આગળ જાય છે. આત્મા છે તો તે આત્મા બધાંય શરીરમાં એક છે કે શરીરે શરીરે તે ભિન્ન છે? આવો સંશય સ્વાભાવિક છે. અને પ્રશ્ન પણ ખૂબ અટપટો છે. વેદાન્ત કહે છે કે અનન્ત શરીરોમાં એક જ આત્મા છે. સાંખ્ય કહે છે કે શરીરે શરીરે આત્મા જુદો છે તો બે વિરોધી વાતનો સમન્વય ક્યાં? બન્નેની વાતમાં ઉપરથી વિરોધ દેખાય છે ખરો પણ તે વાસ્તવિક નથી. એક જ આત્મા છે. અને અનન્ત પ્રકૃતિ દેહોમાં તે અનન્તરૂપે ભાસે છે છતાં ઘટઘટમાં ભિન્ન એવો સાંખ્યનો પણ આત્મા જો સાક્ષાત્ કરીશું તો આ ભેદ કેવળ શાસ્ત્રોની પ્રક્રિયાનો જ ભેદ બનાવે છે, તત્ત્વનો નહીં એ સમજાશે. સાંખ્ય શાસ્ત્ર જે પ્રકારનો પ્રતિશરીર ભિન્ન આત્મા દર્શાવે છે ત્યાંથી વેદાન્તીની આત્મૈક્યની કૂચ શરુ થાય છે. તત્ત્વજ્ઞાનની નિસરણીનું સાંખ્ય જો પહેલું તો વેદાન્ત અન્તિમ પગથિયું છે. બાકી તાત્વિક ભેદ અનુભવ ભૂમિકાએ સ્હેજે નથી એ સમજાશે. અને આથી એ અતિ-પ્રશ્નને ન છેડતાં એટલે કે એને અનુભવ ભૂમિકા ઉપર જ ચકાસવાની રાહ જોતાં સાંખ્ય શાસ્ત્રનો આ શંકા પરત્વે શો નિર્ણય છે તે જોઈશું. સામાન્ય રીતે અકાટ્ય એવા હેતુઓ દ્વારા આત્મા શરીરે શરીરે ભિન્ન છે એમ દર્શાવતાં આચાર્યદેવ કહે છે કેઃ—

**जन्ममरणकरणानां प्रतिनियमाद्, अयुगपत्प्रवृत्तेश्च ।**
**पुरुषबहुत्वं सिद्धं त्रैगुण्यविपर्ययात् चैव ॥ १८ ॥**

જન્મ, મરણ અને કરણોની વ્યવસ્થા આત્મા એક હોય તો ન થતી હોઈને તેમજ એકી વખતે પ્રવૃત્તિ ન થતી હોઈને અને ત્રૈગુણ્યના વિપર્યયને લઈને પુરુષનું બહુત્વ સિદ્ધ જ છે ॥ ૧૮ ॥

અર્થાત્ આત્મા એક નથી પણ ઘટ ઘટ તે જુદા છે. પણ જુદા જુદા આત્માઓ પણ સ્વરૂપે એક જ છે અને આથી પુરુષનું બહુત્વ—અનેકત્વ કેવળ વ્યવસ્થા પૂરતું જ છે એમ સૂચિત થાય છે. તો શરીરે શરીરે આત્મા શા જુદે

એ કેમ જાણવું? પણ પ્રમાણ આપતા કહે છે—जन्ममरण करणानां प्रतिनियमात् જન્મ એટલે અપૂર્વ દેહ ઇન્દ્રિય મન, અહંકાર બુદ્ધિ વેદનાઓની સાથે આત્માનો અભિસંબંધ. પણ પુરુષની કોઈ એ પરિણામી અવસ્થા નથી. કેમકે પુરુષ તો અપરિણામી છે ભોગના એવા તે દેહ વગેરેનો પરિત્યાગ એટલે મરણ પણ મરણ એટલે પુરુષનો વિનાશ નહીં કેમકે પુરુષ તો કૂટસ્થનિત્ય છે કરણ એટલે બુદ્ધિ વગેરે તેર આત્મર્ગત માનતો આ જન્મ મરણ અને કરણોની વ્યવસ્થા પુરુષ જો એક જ હોત તો સંભવી શકતી નથી. જો એક જ આત્મા હોત તો એકના જન્મે સૌ જન્મ લેત, એકના મરણે સૌ મરી જાત. એના અંધાપાથી સૌ આંધળા થાત. એકના ગાંડપણે સૌ ગાંડા થાત. પણ આવું જોવામાં આવતું નથી. એક જન્મે તો બીજો નીતિ મરે છે એક મરે તો બીજો નીરાંતે જન્મે છે અને એક દેખે તો બીજો તેને પુછ્યા વિના પણ આંધળો હોઇ શકે છે। પ્રતિ શરીરમાં આત્મા ભિન્ન માનીએ તો જ વ્યવસ્થા થઈ શકે છે। માટે આત્મા અનેક છે એક નથી.

વળી એક જ આત્માને દેહાદિ ઉપાધિના ભેદે વેદાન્તીની માફક વ્યવસ્થા માનવી શક્ય નથી. કેમકે ઉપાધિભેદે તે જન્મ મરણની વ્યવસ્થા સ્વીકારીએ તો હાથ-વગેરે ઉપાધિના ભેદે પણ જન્મ મરણની વ્યવસ્થા સ્વીકારવી રહે પણ તેવું જોવામાં નથી આવતું કોઈનો હાથ કપાય તો તેથી તે મર્યો એમ જોવામાં આવતું નથી।। આથી વેદાન્તીની વ્યવસ્થા યોગ્ય નથી।

વળી આત્મા પ્રતિ શરીર જુદા છે એ સિદ્ધાન્તની સાબિતી માટે બીજું કારણ આપતા કહે છે કે अयुगपत् प्रवृत्तेश्च પ્રવૃત્તિ એટલે પ્રયત્ન. અને યદ્યપિ પ્રયત્ન અન્તઃકરણવર્તી જ છે છતાં ઉપચારે પુરુષનો એ ગણાય. અર્થાત્ આત્મા જો એક જ હોય તો એકનું શરીર પ્રયત્ન કરે તો સૌના શરીર પ્રયત્નમાન થવા જોઇએ. પણ એક પ્રયત્ન કરે નિરંતર ત્યારે બીજો નીરાંતે ઘોરતો જોવામાં આવે છે। એક જ આત્મા હોય તો એકી વખતે તે અનેકને ચલાવી શકત. પણ તેવું જોવામાં આવતું નથી. આત્મા અનેક છે એમ માનીએ તો એ દોષ નડતો નથી.

ઉપરાંત આત્મા અનેક છે એ त्रैगुण्यविपर्ययात् નામના હેતુથી પણ સિદ્ધ જ છે ત્રણ ગુણ એટલે ત્રૈગુણ્ય. ત ત્રૈગુણ્ય તો વિપર્યય એટલે સાત્વિક વગેરે જોડે ઉત્તમ મધ્યમ અધમ ભાવ રૂપે પ્રાણીનું વૈચિત્ર્ય. દુનિયામાં કેટલાક જીવો સત્વ ભરપૂર હોય છે કેટલાક રજે ભરપૂર હોય છે કેટલાક તમો ભરપૂર હોય છે યોગી અને દેવાદિઓ જેવા સાત્વિક મનુષ્યો રાજસ પશુ વિ. તામસ. આ જાતનું ત્રિગુણનું તારતમ્ય ન હોત જો પુરુષ-આત્મા એક હોત તો જો પુરુષનું અનેકત્વ સ્વીકારીએ તો જ આવો રહે. માટે પુરુષનું બહુત્વ સિદ્ધ જ છે સાધ્ય નથી.

આ કારિકાથી મનમાં ગોટાળો ન રહે. પુરુષો નાના છે પણ પ્રત્યેક પુરુષનું સ્વરૂપ એક સરખું જ છે. આથી નાના માનીએ તો પણ સ્વરૂપનું તો સૌમાં એકત્વ જ રહે છે. આથી પોતાના સ્વરૂપ વિષે જે અભ્રાન્ત બનશે તે સૌના સ્વરૂપ વિષે નિઃશંક થશે. અને આત્મસ્વરૂપનાં દર્શને જ એકત્વ નાનાત્વનો ભેદ શમશે. જ્યાં સુધી એકત્વનો અનુભવ ન થાય ત્યાં સુધી નાનાત્વમાં માનવું એ જ તાત્કાલિક તો સત્ય છે.

* * *

(૧૫)

સિદ્ધ કરેલાં પુરુષબહુત્વ પછી એ પુરુષનું સ્વરૂપ શું છે એના ધર્મો કયા છે એ જાણવું વિવેકજ્ઞાન માટે ઉપયોગી છે. પુરુષના સ્વરૂપજ્ઞાનમાં તો અનિરુદ્ધ આનન્દની પ્રાપ્તિ છે. એ સિવાય આંધળાં અંધારામાં રખડવું જ રહેશે. તો વિવેકજ્ઞાનને ઉપયોગી એવા એ પુરુષના ધર્મોનું નિરૂપણ કરતાં ગ્રંથકાર કહે છે:—

**तस्माच्च विपर्यासात् सिद्धं साक्षित्वमस्य पुरुषस्य ।**
**कैवल्यं माध्यस्थं द्रष्टृत्वमकर्तृभावश्च ॥ १९ ॥**

આ ઉપરાંત પેલા વિપર્યાસને લઈને આ પુરુષનું સાક્ષીપણું કૈવલ્ય, માધ્યસ્થ, દ્રષ્ટૃત્વ અને અકર્તાભાવ પણ સિદ્ધ થાય છે

અર્થાત્ સ્વરૂપનાં યથાર્થ આલોચન કરતી આ કારિકા તો શ્રેયાર્થીને માટે આ માર્ગે અપૂર્વ પાથેય છે. પોતાનાં સ્વરૂપનાં આ ધર્મોનો ધારણા, ધ્યાન, સમાધિ દ્વારા આપણા અંતરમાં ગાઢ નિશ્ચય થઈ જાય તો ધ્યેયની મગ્નતાથી ભગ્નેશ જ મંડાય ! આત્માના આગલી કારિકામાં આપેલા ધર્મો ઉપરાંત આ કારિકામાં વર્ણવેલા ધર્મો પણ છે. તો એ કારિકાને યથાર્થ સમજવા યત્ન કરીએ.

"પેલો વિપર્યાસ" એટલે જે કારિકામાં આત્મા અત્રિગુણ, વિવેકી, અવિષય, અસાધારણ, ચેતન અને અપ્રસવધર્મી કહ્યો હતો તેનો અહીં ઉલ્લેખ જાણવો. એ વિપર્યાસ એટલે કે વ્યક્ત, અવ્યક્ત કરતાં એની વિલક્ષણતાને લઈને એ આત્મામાં સાક્ષીત્વ વગેરેની સિદ્ધિ થાય છે તે પૈકી ચેતનતા અને અવિષયતાને લઈને આત્માનું સાક્ષીત્વ સિદ્ધ થાય છે. ચેતન હોય તે જ દ્રષ્ટા થઈ શકે. અને સાક્ષીને તો વિષય બતાવવો પડે. જેને વિષય બતાવવો પડે તે સાક્ષી કહેવાય, જેમ વ્યવહારમાં વાદી અને પ્રતિવાદી, વિવાદગ્રસ્ત વિષય સાક્ષીને બતાવે છે તેમ પ્રકૃતિ પણ પોતાનું પૂર્ણ ચરિત્ર પુરુષને બતાવે છે અને આથી પુરુષ સાક્ષી છે. અચેતન કે વિષયને કોઈ વસ્તુ બતાવી શકાતી નથી અને આમ ચૈતન્યને લઈને અને અવિષયતાને લઈને પુરુષ સાક્ષી છે અને આથી જ દ્રષ્ટા પણ છે.

ઉપરાંત અત્રિગુણને લીધે જ પુરુષમાં કૈવલ્ય છે અને પ્રસંગનાં દૃષ્ટિનો આત્યંતિક અભાવ એટલે કૈવલ્ય, અને એ તો પુરુષમાં સ્વાભાવિકપણે જ હોય છે કેમકે પુરુષ અત્રિગુણ છે. એટલે કે સુખ દુઃખ મોહ રહિત છે. એ અત્રિગુણત્વને લીધે જ એની મધ્યસ્થતા પણ સાબિત થાય છે. સુખે તૃપ્ત થતો સુખી અને દુઃખે તૃપ્ત થતો દુઃખી, મધ્યસ્થ ન બની શકે. તે બન્ને વિનાનો હોય તે મધ્યસ્થ. અર્થાત્ ઉદાસીન. અને આ ઉપરાંત વિવેકિતા અને અપ્રસવધર્મિતાને લીધે પુરુષ અકર્તા છે

અર્થાત્ આ કારિકામાં આપણે સમજવું શું? આત્મા વિશે અન્યની સાથે સમાધાન ન કરવાની વૃત્તિ આ કારિકામાં છે આત્મા જેવો સિદ્ધ થતો હોય તેવો જ તેને સ્વીકારવો જોઈએ. જો નહીં સ્વીકારીએ તો જૂઠની સેવાથી જીવન સબડી જાય. સત્ય આગ્રહી છે, જૂઠ નહીં. અને સત્ય તો સત્ય હોઈને જ પ્રાચીન કે વાસી નથી બનતું, એ સદા નવીન અને તાજું હોય છે આ આત્મા ત્રણ ગુણો નથી. એ નિર્ગુણ છે આથી વ્યક્તાવ્યક્તથી વિવેકી—જુદો છે જુદો હોઈને એ વિષય નથી. અસાધારણ છે અને ચેતનરૂપ છે એમાંથી કાંઈ જન્મતું નથી। આવો છે આત્મા અને એ એવો જ હોઈને એના ઉપરથી જ બીજા ધર્મો નક્કી થાય છે. સાક્ષી હોય તે સાક્ષ્યના ગુણદોષથી અલિપ્ત જ રહે દ્રષ્ટા હોય તે દૃશ્યના સ્પર્શથી અણુમોગ્યો જ રહે પ્રકૃતિનો દ્રષ્ટા અને સાક્ષી પુરુષ પ્રકૃતિના અનન્ત નાચથી સદા અલિપ્ત જ રહે છે આપે પણ તે સ્વરૂપે પ્રકૃતિમય બની જતો નથી. અને એ સુખ સ્વરૂપ જ છે સુખ એ આત્માનું નિજરૂપ છે દુઃખ ઉપાધિ છે મૂળમાં એ નિર્ગુણ હોઈને એનામાં ત્રિવિધ દુઃખનો અભાવ જ છે। અને આથી દુઃખની ચીસ એ અજ્ઞાનનો વાયરોજ છે। આત્મામાં સ્વરૂપે સુખની નિરન્તર વીણાવાદન ચાલુ જ છે દુઃખના તરડાયેલા સૂરો એ સારીગમની અનાવડતનું જ પરિણામ છે સ્વરૂપે જ આત્મા મધ્યસ્થ છે પક્ષપાત એની વિકૃતિ છે તટસ્થતા એની નિજસ્થિતિ છે સુખદુઃખની સાથે તદ્રૂપ થઈ જવાની ભૂંડી ટેવ આત્માને લાચાર બનાવી દે છે સ્વરૂપમાં ન્હાવાની ટેવ પાડી હોય તેને માટે માધ્યસ્થ જ અપક્ષપાતી વર્તન જ કરે. સહજ ઔદાસીન્ય—પ્રકૃતિના અનુકૂળ પ્રતિકૂળ આવેગોમાં એક સાથે પણ ભળી જવું એ બેભાની છે, પ્રમાદની છવના છે તટસ્થતા ઉદાસીનતા—રાગદ્વેષાદિથી પર થઈને જીવનમાં આસન જમાવવાની સદા કળા આત્માના આ ધર્મને સમજનારને સિદ્ધ થાય છે ઉપરાંત વ્યક્તાવ્યક્તથી વિવેકીને—ભિન્નને કર્તૃત્વ કરવું નથી. અપ્રસવશીલને કર્તાપણું કદી પોસાતું નથી. કર્તા તો મહદ્ વગેરેનો સંઘાત છે ભોળો આત્મા તો એની નાદાનીને લઈને પારકાં પાપને પોતાના ઉપર સચકી લે છે આથી એને જન્મમરણ વગેરેની

...

વેઠવા ભોગવવી પડે છે! એ પારકી મૈત્રીનું ફળ છે. અને જે સ્વરૂપે જ અ છે ને સ્વરૂપે જ અભોક્તા છે! આથી ભોગની ભૂખતરસ આત્માને મારે કુદ નથી. એ વિકૃતિ છે. અકર્તા હોઈને અભોક્તા આત્મા પ્રાકૃતિક ભૂખ તરસ મળમાં વિષય હોઈ શકતો નથી. વ્યવહારમાં આપણે આ બધું આપણા ભૂલીને વર્તીએ છીએ. અને આથી સુખ માટે સર્જાયેલ આત્મા દુઃખાનુ સિવાય કશું પામતો નથી. આમ આ કારિકા, વિચારસમાધિમાં પ્રેરે તો શ્રેયોદા થાય એવી છે. ॥ ૧૯ ॥

* * *

## ( ૨૦ )

વિવેકમાં ઉપયોગી થાય એવા આત્માના ધર્મો જોયા. એ જોતાં મનનશીલને આ શંકા થવાનો સંભવ છે. "હું જાણું છું અને હું આ કરું છું" આવી વૃત્તિ જોવામાં આવે છે. એવી વૃત્તિ દ્રષ્ટા અને કર્તા એક જ હોય એમ સૂચવે છે. જે જાણે છે તે જ ઇચ્છે છે અને તે જ કરે છે. તો જ્ઞાન-ઇચ્છા-અને કૃતિ એ ત્રણેનું સમાનાધિકરણ છે. આ અનુભવસિદ્ધ વાત આ સાંખ્યમતમાં બંધબેસતી નથી, કારણ કે સાંખ્યમત પ્રમાણે તો જે ચેતન છે તે કર્તા નથી, અને જે કર્તા છે તે ચેતન નથી. પુરુષ ચેતન છે. બુદ્ધિ વગેરે કર્તા છે આમ જાણનાર અને કરનાર જુદા છે તો અનુભવમાં માનવું કે સાંખ્યની અદ્ધર જેવી લાગતી વાતમાં વિશ્વાસ મૂકવો. સૌ અનુભવમાં જ કુદરતી વિશ્વાસ મૂકે આ શંકાનું સમાધાન કરતાં ગ્રંથકાર કહે છે–

**तस्मात् तत् संयोगाद् अचेतनं चेतनावद् इव लिंगम् ।**
**गुणकर्तृत्वेऽपि तथा कर्ता इव भवति उदासीनः ॥ २० ॥**

તેથી તેના સંયોગને લઈને અચેતન છતાં લિંગ બુદ્ધિ વગેરે, ચેતનાવાળું હોય એમ લાગે છે અને તે જ રીતે ગુણોનું કર્તૃત્વ છતાં ઉદાસીન પુરુષ જાણે કર્તા જેવો લાગે છે ॥ ૨૦ ॥

અર્થાત્ જ્ઞાન અને કૃતિનાં અધિકરણ–આશ્રય એક નથી. 'હું જાણું છું' એ વૃત્તિનો આશ્રય આત્મા છે હું કરું છું એ વૃત્તિનો આશ્રય બુદ્ધિ છે. આમ બન્નેનું કર્તૃત્વ જુદું છે. અને એ વાત તો યુક્તિપૂર્વક આગળ સિદ્ધ કરીને જ આવ્યા છે કર્તૃત્વ બુદ્ધિનું જ હોઈ શકે છે કેમ કે એ ત્રિગુણ છે, પરિણામી છે. જ્ઞાતૃત્વ–એ ચેતનામાં જ છે અર્થાત્ ચેતન પુરુષ નિર્ગુણ છે, અપરિણામી છે, માટે તે દ્રષ્ટા છે, અકર્તા છે, એવી યુક્તિઓ દ્વારા આ વાત અગાઉ સ્પષ્ટ નિર્ણય અપાયો જ છે. છતાં અનુભવને આગળ લાવીને જે વાત કરવામાં આવે તો

પ્રધાનનુ પુરુષ વડે જે દર્શન તે દર્શન માટે પ્રધાનને પુરુષની અપેક્ષા છે આમ પ્રકૃતિ ભોગ્યા છે અને ભોગ્ય પ્રકૃતિ ભોક્તા વિના ન સભવે. આથી પ્રકૃતિને પુરુષની અપેક્ષા રહે જ

અને એવી જ રીતે પુરુષને પ્રકૃતિની અપેક્ષા રહે છે અને એ અપેક્ષા તે કૈવલ્યની છે પ્રકૃતિ અને પુરુષ સ્ત્રી પુરુષની માફક જ માનો કે એકબીજામા એકમેક થઇ ગયા છ આથી પ્રકૃતિગત દુખત્રય પુરુષ પોતાનામા માની લે છે માની લેવા ટાળને તેમાથી છૂટવાને કૈવલ્ય થવાને અત થી પ્રાર્થે છે અને એ કૈવલ્યભાવનો આધાર છે પ્રકૃતિ અને પુરુષ વચ્ચેની વિવેકખ્યાતિ. વિવેકખ્યાતિ એ પ્રકૃતિની જ અતિશય–શુદ્ધ સાત્વિક અવસ્થા છે વિવેકખ્યાતિ પણ છેવટે તો પ્રકૃતિનો જ વિકાર છે અને આમ વિવેકખ્યાતિનો આધાર પણ પ્રકૃતિ જ પ્રથા ( જ હોઈને પુરુષ તેની અપેક્ષા રહે જ છે અને એ સંયોગની પરપરા અનાદિ છે આ કારણે એમ વખત ભોગને માટે પ્રકૃતિને બાઝેલો પુરુષ પાછો કૈવલ્ય માટે પણ સયોગ પામે છે એ માનવુ યુક્ત છે અનુભવ યુક્ત છે આ આ પ્રકૃતિ પુરુષની મૈત્રીનો વ્યાપાર યથાર્થપણે સમજાવવા શાસ્ત્રકારે પગુ અને અધનુ દૃષ્ટાન્ત સમર્પ્યું છે પગુ પુરુષ–પગ વિનાનો–ચાલી ન શકે એવો–નિષ્ક્રિય પણુ આખવાળો–જોઇ શકે અને બતાવી શકે એવો આપણી પ્રકૃતિ જોઈ ન શકે દેખાડી ન શકે પણ ચાલવા સશક્ત. અક્રિય. બન્નેને પરસ્પરની અપેક્ષા છે પગને ક્રિયાની અને અધને દર્શનની ! બન્ના સયોગે બન્ને કૃતાર્થ થાય! અધ ઉપર સવાર થઈને પગુ ચાલે. પ્રકૃતિ ઉપર સવારી કરી પુરુષ વર્તે આમ આ જોડીનો ખેલ ચાલે છે

અને આ રીતે સગ સભવે છે એ પ્રકૃતિ પુરુષનો સયોગ હોવો. પણ મહદ્ વગેરે સૃષ્ટિ કેવી રીતે નીપજે છે? તો જવાબ છે કે તત્કૃત સર્ગ મહદ્ વગેરે સૃષ્ટિ સિવાય ભોગ અને કૈવલ્ય એમાથી એક શક્ય નથી. આથી પ્રયોજનની સિદ્ધિ માટે એટલે કે ભોગ અને કૈવલ્યને માટે મહદ્ વગેરેની સૃષ્ટિ અનિવાર્ય છે એ પ્રયોજનની પૂર્તિ માટે સગ–મહદ વગેરે સૃષ્ટિ–સયોગની જ સર્જેલી છે ॥૨૧॥

તો એ સયોગજ થી સૃષ્ટિ થઈ? તેનો સર્જનક્રમ કેવો? જિજ્ઞાસા તોષતા સર્ગ પ્રક્રિયાને સ્પષ્ટ કરતા કહે છે—

**प्रकृते महान् ततोऽहङ्कार तस्माद्गणश्च षोडशक ॥**
**तस्मादपि षोडशकात् पञ्चभ्य पञ्चभूतानि ॥ २२ ॥**

પ્રકૃતિમથી મહત્તત્વ તેમાથી અહકાર અને તેમાથી સોળનો સમુદાય પ્રગટે છે અને તે સોળ પૈકીન પાચમાથી પચમહાભૂતો પ્રગટે છે

/

તે બુદ્ધિનો અસાધારણ વ્યાપાર છે તેથી બુદ્ધિ અભિન્ન છે અને એ જ બુદ્ધિનુ લક્ષણ છે અર્થાત્ સમાન જાતીય અને અસમાન જાતીયથી વ્યાવર્તક ધર્મ છે મન વગેરે ઇન્દ્રિયો બુદ્ધિની સમાન જાતીય છે પંચતન્માત્રા વગેરે તેના વિજાતીય છે અર્થાત્ મનુષ્યમા રહેલી નિશ્ચયાત્મિકા શક્તિ તે બુદ્ધિ છે અને જીવન શુભાશુભ નિર્ણયોની જ પરંપરા છે ને ? સાચા, ખોટા, સીધા, ઊંધા, ઉલટા સુલટા-નિર્ણયોથી જ જીવન વ્યાપ્ત છે। અને એ નિશ્ચય સ્વરૂપી બુદ્ધિની— જીવનના પ્રત્યેક ક્ષેત્રમા પ્રત્યેક પળે જ અસર હોય છે અને આથી જેવી બુદ્ધિ તેવુ જીવન-જીવનની નિયામક અને અન્તર્યામિની બુદ્ધિ છે

આ બુદ્ધિનુ લક્ષણ થયુ હવે પછી એ બુદ્ધિના વિવેકજ્ઞાનને ઉપયોગી થાય એવા ધર્મો બતાવતા કારિકાકાર કહે છે-ધર્મ જ્ઞાન વગેરે અને આ રીતે બુદ્ધિની વ્યાપ્તિ અનંત બની જાય છે પણ આપણે તો સમાસમા જ એનો અર્થ જોઈશું

ધર્મ એ બુદ્ધિનો ધર્મ છે અને આથી કોઈ પણ ધર્મ વિનાનો કોઈ શખ્સ નથી, કેમકે સૌમા બુદ્ધિ હોય જ છે બુદ્ધિની સાત્ત્વિક અવસ્થાના ચાર લક્ષણો છે જ્યારે જ્યારે બુદ્ધિ એ ચારને ઉત્સર્જિત કરે ત્યારે ત્યારે એ સાત્ત્વિક જ હોય છે એ ચાર તે પરસ્પર કાર્યકારણ ભાવે સંકળાયેલા ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ઐશ્વર્ય ધર્મથી ઐશ્વર્ય મળે છે જ્ઞાનથી વૈરાગ્ય પ્રાપ્ત થાય છે અને ધર્મના સમ્યક્ પાલનમાથી જીવને જ્ઞાનની યોગ્યતા મળે છે આથી ધર્મનુ પાલન એ જીવનમા અગત્યનુ છે તો એ ધર્મ એટલે શુ ? ચિંતકોએ વ્યાખ્યા આપી છે— यत अभ्युदयनिश्रेयससिद्धि स धर्म । જેમાથી-જેની સમજ અને આચરણ દ્વારા અભ્યુદય અને નિઃશ્રેયસની પ્રાપ્તિ થાય તે ધર્મ તો પ્રાચીન પરિભાષા પ્રમાણે યજ્ઞયાગાદિના આચરણથી થતો ધર્મ તે અભ્યુદયનુ કારણ છે આજની પરિભાષામા યજ્ઞાદિ એટલે નિસ્વાર્થ અને ત્યાગમય વ્યક્તિગત અને સામાજિક જીવન. તમામ કર્તવ્યો કર્તવ્યબુદ્ધિથી કરવા એ આજનો યજ્ઞાદિ ધર્મ અને સાષ્ટાગ યોગથી જન્મ પામતો ધર્મ નિઃશ્રેયસનુ કારણ છે અને પાયાનો ધર્મ તે આ સાષ્ટાગ યોગની સમજ અને આચરણ છે જીવનની ઇમારત એના ઉપર જ સદ્ધર છે સાષ્ટાગ યોગની પૂરી સમજ માટે તો "યોગપતંજલિ" જોઈએ ત્યા સમગ્ર યોગની પૂરી ચર્ચા કરવાનો યથામતિ યત્ન કર્યો જ છે જ્ઞાન એટલે વિવેકખ્યાતિ એટલે કે પુરુષ અને પ્રકૃતિની ભિન્નતાનુ અવિચળ જ્ઞાન રાગનો-તૃષ્ણાનો અભાવ એટલે કે આત્મજ્ઞાનના આભા અને લગનને પ્રકૃતિની વસ્તુમાત્ર ઉપરથી મનનુ સ્વત હટી જવુ તે. એ વિરાગની પણ બે કક્ષા છે અપરવૈરાગ્ય અને પરવૈરાગ્ય પહેલો બીજાને આણે છે અને પહેલાના પણ ચાર પેટા ભેદો છે યતમાન વ્યતિરેક, એકેન્દ્રિય અને વશીકાર આ ચાર જાતના પહેલાના ભેદો છે

મનમાં રહેલા રાગદ્વેષ વગેરે દોષો ઇન્દ્રિયોને પોતપોતાના વિષયમાં પ્રવર્તાવે છે ઇન્દ્રિયનું વિષયમાં પતન ન થાય એ હેતુથી પ્રવર્તક એવા રાગદ્વેષ વગેરે દોષોના પરિપાક માટે—મૈત્ર્યાદિ ભાવનારૂપ પ્રયત્નનું નામ યતમાન સંજ્ઞા વૈરાગ્ય.

પરિપાચનનો આરંભ થતાં કેટલાક દોષો પાકીને ખરી પડે, છતાં બીજા હજી રહેતા હોય તો મરેલા દોષોને જીવતા દોષોથી જુદા પાડી જીવતાને મહાત કરવાનો પ્રયત્ન કઠિન કરવો એ વ્યતિરેક નામનો વૈરાગ્ય.

પાકી ગયેલા દોષો ઇન્દ્રિયોને પ્રવર્તાવી તો ન શકે પણ મનમાં ઉત્સુકતા માત્રરૂપે રહે છે. આ ઉત્સુકતાની અવસ્થામાં મનમાં રહેલા દોષોને મ્લાન કરવાનો યત્ન તે એકેન્દ્રિય નામનો વિરાગ. ઔત્સુક્ય માત્રની પણ નિવૃત્તિ થઈ એવા યત્નનું નામ વશીકાર વૈરાગ્ય. આ છેલ્લો વૈરાગ્ય સમજની ઊંચી દશા છે તેનાથી પણ આગળનો વૈરાગ્ય તે પરવૈરાગ્ય કે આત્માના જ્ઞાનને વીતરાગ અવસ્થા મળે છે તે પરવૈરાગ્યની છે આ બુદ્ધિનો જ ધર્મ છે હોય તો એ ત્રિગુણના એક પ્રકારનો જ્ઞાનમય નિશ્ચય જ છે ને?

અને ઐશ્વર્ય પણ બુદ્ધિનો જ ધર્મ છે એ ઐશ્વર્યમાં અણિમા વગેરે આઠ મહાસિદ્ધિઓનો સમાવેશ થાય છે

(૧) અણિમા એટલે અણુભાવ. અણુભાવની શક્તિને લઈને યોગી શિલામાં પણ પ્રવેશ કરી શકે છે (૨) લઘિમા એટલે લઘુભાવ. એ લઘુભાવની શક્તિ દ્વારા યોગી ઇચ્છે તો સૂર્યકિરણના અવલંબે સૂર્યલોકમાં પહોંચી જાય. (૩) મહિમા એટલે મહાનનો ભાવ જેને લઈને યોગી ધારે તો અતિ પરમાણી થઈ શકે! (૪) પ્રાપ્તિ એટલે ઇચ્છે તો જે શક્તિને લઈને યોગી આંગળીના આગલા ભાગથી ચંદ્રને પણ અડી શકે (૫) પ્રાકામ્ય એટલે ઇચ્છાભંગનો અભાવ. આ સિદ્ધિથી યોગી જેમ પાણીમાં તેમ પૃથ્વીમાં પણ ઉન્મજ્જન કે નિમજ્જન કરી શકે છે (૬) વશિત્વ એટલે કે ભૂતભૌતિક વસ્તુ માત્ર ઉપર કાબૂ. બીજાને અવશ એવા પંચ મહાભૂતો અને તેનાં કાર્યો યોગીને વશ થાય છે, તે આ શક્તિથી. (૭) ઈશિત્વ—ભૂતભૌતિક પદાર્થમાત્રની ઉત્પત્તિ—વ્યવસ્થિતિ અને નાશનું સામર્થ્ય (૮) યત્રકામાવસાયિત્વ—એટલે સત્યસંકલ્પતા ભૂતોને લગતો એનો જેવો સંકલ્પ થાય તે જાતના ભૂતો પણ થઈને ઊભે છે અને આ ઐશ્વર્ય પણ બુદ્ધિનો જ ધર્મ છે ઉપની સિદ્ધિઓ આપણને પરીકથા જેવી લાગવાનો સંભવ છે, પણ માણસે કદી પોતાની અમાપ—અનન્ત શક્તિને માપી જ ક્યાં છે? હમેશાં અલ્પમાં રમતો અને પાર્થિવ આકર્ષણોમાં અટવાતો માનવ પોતાનામાં રહેલા અનલ્પને અને અપાર્થિવને જાણતો હોત તો? એને લાગતી અશક્યતાઓ, અશક્યતાઓ

નથી. એની બુદ્ધિને પીડતી એ માત્ર નિર્બળતાઓ જ છે. આ સિદ્ધિઓની પ્રાપ્તિ પૂરા વૈજ્ઞાનિક સિદ્ધાન્ત ઉપર મંડાયેલી છે. પોતાના ઉપરના કેવળ કાબૂની એ અનન્ત મહત્તા છે. જ્ઞાનની–વિશુદ્ધ જ્ઞાન અને એકાગ્રતાની એ બલિહારી છે પ્રભુપુત્રને પ્રભુનો એ વારસો છે. પરમાત્મા આ બધીયે સિદ્ધિથી મંડિત છે. તે અણુ છે અને આથી તેનો સર્વત્ર પ્રસાર છે. તે લઘુ છે અને આથી ઉંચામાં ઉંચી જગ્યાએ જઈ શકે છે. મહાન હોઈને પ્રકૃતિ પણ તેનામાં પરમાણુ જેવી ભાસે છે. એ એકી વખતે વસ્તુમાત્રને સ્પર્શી રહ્યો છે કેમકે તેને પ્રાપ્તિની સિદ્ધિ સહજ છે. એની ઈચ્છાનો ભંગ આજ તલક કોઈ ઠેકાણે નોંધાયો નથી! એના વશિત્વની તો કથા જ શી? કયો પદાર્થ એની પ્રેમપરિધિને છોડીને જઈ શકે? અને એની ઈશનશક્તિને લઈને તો જગત સુવ્યવસ્થિતપણે પરાર્ધો વર્ષોથી ચાલી રહ્યું છે. અને એના સંકલ્પની સત્યતાનું પણ શું પૂછવું? સૃષ્ટિ માત્ર એના સંકલ્પાનુસાર વર્તી રહી છે. તો માણસ પણ ઈશ્વરપુત્ર હોઈને બુદ્ધિની–શુદ્ધિની પૂરી સાધના કરે તો આ ઐશ્વર્યનો ભાગી થાય! આમ સાત્વિક બુદ્ધિમાં અનન્ત આશ્ચર્યોનો નિવાસ છે. આજના યુગને આ સમન્વય તો? મને તો કહેવાનું મન થઈ આવે છે કે માનવજાતે ગાયત્રીમંત્રની સામુદાયિક પ્રાર્થના અને સાધના કરવી ઘટે!

તામસબુદ્ધિ એનાથી અવળું જ પરિણામ લાવે છે. તામસબુદ્ધિ અધર્મ, અજ્ઞાન દરિદ્રતા અને રાગનો સંચય પ્રતિપાદિત કરે છે? તેમાં પણ કાર્યકારણ ભાવ જ છે. અધર્મથી અનૈશ્વર્ય. અજ્ઞાનથી રાગ અને અધર્મના પરિણામે અનાથ વધે છે. તો આપણો જમાનો કઈ બુદ્ધિનો વારસદાર હશે? સાત્વિકનો કે તામસીનો? વિચાર કરતાં તો ઉત્તર વિકલ્પ જ લાગે છે. પણ ચિંતાનો વિષય ન હો! આપણે આપણાથી જ શરુ કરીએ એટલે બાકીનાં પોતાને સંભાળી લેશે. આ કારિકાનું વિસ્તારે વર્ણન ઉચિત હતું છતાં સંક્ષિપ્તમાં જ પતાવવું પડે છે! ॥ ૨૩ ॥

અહંકારનું લક્ષણ આપતાં કહે છે:—

**अभिमानोऽहंकारः तस्माद् द्विविधः प्रवर्तते सर्गः ॥**
**एकादशकश्च गणः तन्मात्रपञ्चकश्चैव ॥ २४ ॥**

અહંકાર એટલે અભિમાન તેમાંથી બે પ્રકારની સૃષ્ટિ થાય છે અગીઆર ઈન્દ્રિયોનો ગણ અને તન્માત્રાઓનું પંચક

અર્થાત્ આ કારિકા હવે અહંકારનું લક્ષણ આપે છે. અહંકાર એટલે અહંનું પ્રસ્થાપન. અભિમાન. એટલે કે ચોમેરથી ગમે તે માની લેવાની બાલિશ વૃત્તિ ઈન્દ્રિયો આલોચન કરે. મન મનન કરે અને એ આલોચિત અને મનન

કેવી વસ્તુના હું અધિકારી છું મારે ખાતર જ આ દુનિયા છે, મારા સિવાય બીજો કોઈ અહીં અધિકૃત નથી—આથી "હું જ છું" એવું જે અભિમાન તે અહંકારનો અસાધારણ વ્યાપાર હોઈને લક્ષણ છે

અર્થાત્ કોઈ વિચારશીલ તો જાણશે કે અહંકાર એ જે વિચરે છે સ્વરૂપની કૃતિ અને આત્માનો સામે પ્રત્યાઘાત કરવાની વૃત્તિ. વસ્તુમાત્રમાં આ રીતે અહંકાર જણાય છે અહંકાર કોઈ પણ સ્વરૂપે દેખાતો હોય પણ તેના અંતમાં આ રીતે જ મુખ્ય મુદ્દો જોવામાં આવશે.

એ અહંકારમાંથી બે પ્રકારની સૃષ્ટિ નીપજે છે અગિયાર ઇન્દ્રિયોનો સમુદાય અને પંચતન્માત્રાઓનો. અહંકારમાંથી જ આ બન્ને પેદા થાય છે કેમકે અહંકારના સદ્ભાવે એમનો સદ્ભાવ અને અભાવે અભાવ જોવામાં આવે છે

## ( ૧૮ )

અહંકારનું લક્ષણ આપ્યું. શંકા એ છે કે જેવું કારણ તેવું કાર્ય હોય કારણ જો એકરૂપ હોય તો કાર્ય પણ એકરૂપ હોવું જોઈએ. તો અહંકારરૂપી એકરૂપ કારણમાંથી જડ અને પ્રકાશક એવા વિલક્ષણ બે સમુદાય કેવી રીતે ઉપજે? અર્થાત્ અહંકારમાંથી પ્રકાશક એવો ઇન્દ્રિયોનો સમુદાય અને જડ એવો પંચતન્માત્રાઓનો સમુદાય કેવી રીતે પ્રકટે? આથી એ શંકાનો નિરાસ કરતાં કહે છે કે—

**सात्त्विक एकादशकः प्रवर्तते वैकृतादहङ्कारात् ॥**
**भूतादे तन्मात्र स तामस तैजसादुभयम् ॥२५॥**

સાત્વિક અહંકારમાંથી સાત્વિક અગીઆર ઇન્દ્રિયોનો સમુદાય, તામસ અહંકારમાંથી તન્માત્રાઓ અને રાજસ અહંકાર એ બન્નેને સહાયરૂપ થાય છે પ્રકટે છે

અર્થાત્ વૈકૃત, ભૂતાદિ અને તૈજસ એ આ શાસ્ત્રના પારિભાષિક શબ્દો છે અનુક્રમે તેનો અર્થ સાત્વિક તામસ અને રાજસ એવો થાય છે. તો સાત્વિક અહંકારથી અગીઆર ઇન્દ્રિયો પ્રકટે છે. તામસ અહંકારમાંથી પંચતન્માત્રાઓ પ્રવર્તે છે અને રજોગુણ સત્વ અને તમ બન્નેને ચલાવનારો હોઈને બન્નેને મદદરૂપ થાય છે આથી એ વ્યર્થ નથી અર્થાત્ અહંકાર યદ્યપિ એક છે પણ ગુણોના ઉદ્ભવ અભિભવને લીધે ભિન્ન કાર્ય કરે છે આથી કારણમાં જ ભિન્ન ભિન્ન કાર્ય સર્જવાનું બીજ હોવાથી કાર્યમાં ભિન્નતા એ શંકાનો વિષય નથી ॥૨૫॥

અહંકારનું લક્ષણ આવી ગયું હવે અહંકારની—સાત્વિક અહંકારની સૃષ્ટિનું વિવરણ કરતાં કહે છે—

बुद्धिन्द्रियाणि चक्षुः श्रोत्रघ्राणरसनत्वगाख्यानि ।
वाक्पाणिपादपायूपस्था कर्मेन्द्रियाण्याहुः ॥ २६ ॥

આંખ, કાન, નાક, જીભ અને ચામડી એ પાંચ જ્ઞાનેન્દ્રિયો છે વાક, હાથ પગ, ગુદા અને જનનેન્દ્રિય અને પાંચ કર્મેન્દ્રિયો છે.

અર્થાત્ સાત્વિક અહંકારમાંથી જન્મનારપણું એ ઇન્દ્રિયનું ઇન્દ્રિયપણું છે એ ઇન્દ્રિયોના બે પ્રકાર છે બુદ્ધિ ઇન્દ્રિય એટલે કે જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય. એ બન્ને ઇન્દનું=આત્માનું જ્ઞાપક ચિહ્ન હોઇને ઇન્દ્રિય કહેવાય છે આંખ વગેરે તેનાં નામો છે રૂપજ્ઞાનનું સાધન તે આંખ, શબ્દજ્ઞાનનું સાધન તે કાન ગન્ધજ્ઞાનનું સાધન તે નાક રસજ્ઞાનનું સાધન તે જીભ. સ્પર્શજ્ઞાનનું સાધન તે ચામડી. વાક વગેરેનું કાર્ય આગળ કહેવામાં આવશે મન તે અગીઆરમી ઇન્દ્રિય છે ॥૨૬॥

* * *

( ૨૭ )

અગીઆરમી ઇન્દ્રિયના નામ, કર્મ, ધર્મ વગેરેનો ઉલ્લેખ કરતા ઇશ્વર-કૃષ્ણ' કહે છે –

उभयात्मकमत्रमनः संकल्पकं इन्द्रियञ्च साधर्म्यात् ।
गुणपरिणामविशेषात् नानात्वं बाह्यभेदाश्च ॥ २७ ॥

અગીઆર ઇન્દ્રિયો પૈકી મન નામની ઇન્દ્રિય એ ઉભયાત્મક છે સંકલ્પ એનુ અસાધારણ રૂપ છે અને સમાન ધર્મવાળુ હોઇને એ ઇન્દ્રિય જ છે ઇન્દ્રિયોનુ નાનાપણું, બાહ્ય વિષયોની પેરે ગુણોના પરિણામ વિશેષને લઇને છે

તો આ કારિકામાં આપણે સમજવું શું ? મન નામની ઇન્દ્રિય ઉભયાત્મક છે એટલે જ્ઞાનેન્દ્રિય સાથે એ જ્ઞાનેન્દ્રિય બને છે કર્મેન્દ્રિય સાથે કર્મેન્દ્રિય બને છે અર્થાત્ મન જ્ઞાન અને કર્મ એ બન્ને ધર્મોવાળુ છે જોતા છતા મન જો ઠેકાણે ન હોય તો આપણે જોતા નથી આથી મનસાપેક્ષ ઇન્દ્રિયોની પ્રવૃત્તિ હોય છે મન જો અસ્વસ્થ હોય તો તે તે ઇન્દ્રિયોની પ્રવૃત્તિ છતા તેનું ફળ મળતુ નથી આથી મન એ સ્વતંત્ર ઇન્દ્રિય છે એમ માનવુ જ રહે છે આંખ વાણી વગેરે મનથી અધિષ્ઠિત થયા હોય તો જ પોતપોતાના વિષયોમા પ્રવૃત્ત થઇ શકે છે

એ મનનુ અસાધારણ લક્ષણ છે સંકલ્પ । સંકલ્પ એટલે સમ્યક્ કલ્પના એટલે કે વસ્તુની વિશેષણ વિશેષ્યભાવે વિવેચના ઇન્દ્રિયો પદાર્થનું આલોચન માત્ર કરે છે એટલે આ કંઇક છે એટલુ જ જોઇ શકે છે આથી નાના બાળકોના જ્ઞાનની પેરે આ કાંઇક વસ્તુ છે એટલુ જ જ્ઞાન-આલોચન ઇન્દ્રિયો કરી શકતી હોઇને આલોચનાત્મક જ્ઞાન સંમુગ્ધ જ્ઞાન છે મન આ આવુ છે

આત નથી એવું અવિરોધ ભાન કરે છે આ વસ્તુના સ્વરૂપ અંગેની અભ્ય-સ્પના વિશેષણ વિશેષ્યભાવે તેની વિવેચના એ મનનું વ્યાવર્તક લક્ષણ છે

વળી એ ઇન્દ્રિય જ છે ઇન્દ્રિય સિવાયનું બીજું કશું નથી. અને ઇન્દ્રિય એટલે સાત્ત્વિક અહંકાર જેનું ઉપાદાન છે એવું કરણ. કેમકે જો ઇન્દ્ર એટલે આત્માનું લિંગ એટલે ઇન્દ્રિય એમ જો સ્વીકારીએ તો તો મહત્ તત્ત્વ કે અહંકાર પણ ઇન્દ્રિય ગણાય! અને એ અયોગ્ય છે આથી જેમ બીજી બધી ઇન્દ્રિયો સાત્ત્વિક અહંકારમાંથી પેદા થાય છે, પ્રવર્તે છે તેમ મન પણ તેમાંથી પેદા થઈ પ્રવર્તતું હોઈને એ મુદ્દા ઉપર બીજી ઇન્દ્રિયો સાથે એની સધર્મતા છે એ–સાત્ત્વિક અહંકારનું ઉપાદાનપણારૂપી સધર્મતાને લઈને–એ ઇન્દ્રિય જ છે

ઉપરાંત શંકા થાય કે એક જ એવા સાત્ત્વિક અહંકારમાંથી અનેક એવી ઇન્દ્રિયો કેવી રીતે પેદા થાય? કારણમાં વિલક્ષણતા ન હોય તો કાર્યમાં ક્યાંથી આવે? તો આ શંકાનું સમાધાન છે। દરેક જીવ આ જગતમાં શબ્દાદિનો ઉપભોગ કરતા આવે છે શબ્દાદિના ઉપભોગમાં પ્રવર્તક કારણ છે તે તે જીવનું અદૃષ્ટ. ધર્મ અધર્મરૂપી અદૃષ્ટ એ ગુણના નાના પ્રકારના પરિણામમાં સહકારી કારણ છે એ અદૃષ્ટરૂપી સહકારી કારણના ભેદને લઈને ઇન્દ્રિયોરૂપી કાર્યોનું એકરૂપ કારણ છતાં નાનાપણું થાય છે જેમ બાહ્ય પદાર્થો એકરૂપ તામસ અહંકાર દ્રવ્યમાંથી જન્મતા હોવા છતાં વિવિધ છે તેમજ અહીં પણ જાણવું રહે છે। ॥૨૭॥

આમ અગીઆર ઇન્દ્રિયોનું સ્વરૂપે કથન કર્યું હવે દશ ઇન્દ્રિયોનો જે પોત–પોતાનો અસાધારણ વ્યાપાર છે તેનો ઉલ્લેખ કરતા આચાર્યશ્રી કહે છે—

**रूपादिषु पञ्चाना आलोचनमात्र इष्यते वृत्ति ।**
**वचनादानविहरणोत्सर्गानन्दाश्च पञ्चनाम् ॥ २८ ॥**

રૂપ વગેરે વિષયોનું કેવળ આલોચન કરવું તે તે તે જ્ઞાનેન્દ્રિયનો અસાધારણ વ્યાપાર છે વચન લેવું વિહરવું મળોત્સર્ગ કરવો અને રતિસુખ એ પાંચ કર્મેન્દ્રિયોના અસાધારણ વ્યાપાર છે ॥ ૨૮ ।

અર્થાત્ શબ્દ સ્પર્શ રૂપ રસ અને ગંધનું ફક્ત આલોચન–આ કંઈક છે એવું સંમુગ્ધજ્ઞાન–ઉપજાવવું એ જ અસાધારણ વ્યાપાર છે અર્થાત્ કાન ચામડી આંખ, જીભ, નાકરૂપી જ્ઞાનેન્દ્રિયો પોતપોતાના શબ્દ વગેરે વિષયોને લગતું આ કંઈક છે એવું સંમુગ્ધ જ્ઞાન તેટલું જ ઉપજાવીને અટકી જાય છે આવું આલોચનમાત્ર કરવું તે ઇન્દ્રિયોનો વિશિષ્ટ વ્યાપાર છે અને કર્મેન્દ્રિયો પૈકી વાણીનો વચન હાથનો આદાન (લેવું) પગનો વિહરણ, ગુદેન્દ્રિયનો મળોત્સર્ગ અને જનનેન્દ્રિયનો રતિસુખ એ વિશેષ વ્યાપાર છે

હવે ત્રણ અંતઃકરણનો વ્યાપાર વર્ણવતા આચાર્ય કહે છે—

**स्वालक्षण्यं वृत्तिः त्रयस्य सैषा भवत्यसामान्या ।**
**सामान्यकरणवृत्तिः प्राणाद्याः वायवः पञ्च ॥ २९ ॥**

મહદ્ અહંકાર અને મનરૂપી ત્રણ અંતઃકરણની પોતાની સ્વલક્ષણ વૃત્તિ તે તેમની અસાધારણ વૃત્તિ છે અને પાંચ પ્રાણ વગેરે વાયુઓએ અંતઃકરણની સામાન્ય વૃત્તિ છે ॥ ૨૯ ॥

અર્થાત્ અહંના ભાવનો ત્રણ છે મહદ્, અહંકાર અને મન આ ત્રણને અંતઃકરણ કહેવામાં આવે છે એ ત્રણ અંતઃકરણની બે પ્રકારની વૃત્તિ છે એક તે દરેકની પોતાની વિશેષ ગણાય એવી વૃત્તિ—વૃત્તિ એટલે વ્યાપાર, અને બીજી તે ત્રણેની જે સાધારણ વૃત્તિ તે આ પૈકી અંતઃકરણની પોતાની વૃત્તિ તે કઈ? તો અધ્યવસાય મહત્નો વ્યાપાર, અભિમાન અહંકારનો વ્યાપાર સંકલ્પ મનનો વ્યાપાર.

અને એ ત્રણેની સામાન્ય—સાધારણ વૃત્તિ તે પ્રાણ વગેરે પાંચ વાયુઓ છે અર્થાત્ જેને જીવન કહીએ તે જીવન નામનો વ્યાપાર એ આ ત્રણ અંતઃકરણની સાધારણ વૃત્તિ છે કારણ જ્યાં અંતઃકરણ હોય ત્યાં જીવન જોવામાં આવે છે જ્યાં નથી હોતું ત્યાં જીવનનો અભાવ જોવામાં આવે છે અંતઃકરણના સદ્ભાવે પ્રાણનો સદ્ભાવ—તેના પાષાણ વગેરેમાં અસદ્ભાવે પ્રાણનો અસદ્ભાવ જોવામાં આવતો હોને ત્રણ અંતઃકરણની સામાન્ય પ્રવૃત્તિને જીવન નામનો વ્યાપાર છે પાંજરામાં પૂરેલા કબૂતરો સાથે મળીને પાંજરાને ચલાવે તો તે તે બધાના ભેગા પ્રયત્ને થયેલો વ્યાપાર છે તેમ કરનારના ધર્મરૂપ જે જીવન નામનો વ્યાપાર એ ભેગા મળીને કામ કરનાર અંતઃકરણોનો સામાન્ય વ્યાપાર છે ॥ ૨૯ ॥

* * *

(૩૦)

આગળી કારિકામાં ત્રણ અંતઃકરણની વૃત્તિનું નિરૂપણ કર્યું હવે ત્રણ અંતઃકરણ અને તેની સાથે મળેલી બીજી કોઈપણ ઇન્દ્રિય—એમ એકંદરે ચાર પ્રમાણના કરણોની—અસાધારણ વૃત્તિમાં જે ક્રમ અને અક્રમ જોવામાં આવે છે તેને પ્રકાર સહિત વર્ણવતા કહે છે—

**युगपच्चतुष्टयस्य तु वृत्तिः क्रमशश्च तस्य निर्दिष्टा ।**
**दृष्टे तथाप्यदृष्टे त्रयस्य तत्पूर्विका वृत्तिः ॥ ३० ॥**

દૃષ્ટ પદાર્થમાં બાહ્યકરણ સહિત ત્રણ અંતઃકરણની કદાચિત્ વિનાક્રમે પ્રવૃત્તિ થાય છે અને કદાચિત્ ક્રમવાર પ્રવૃત્તિ થાય છે અને તે જ પ્રમાણે અદૃષ્ટ પદાર્થમાં ત્રણની પ્રવૃત્તિ (પૂર્વક) થાય છે

—

આખ વગેરેથી દેખાતા પદાર્થો અંગે અંતઃકરણ અને કોઈપણ એવાદ બીજી ઇન્દ્રિયનો વ્યાપાર ક્વચિત્ એકએક બને છે ક્વચિત્ એ વ્યાપાર ક્રમવાર થાય છે દા ત. માણસ બહાર જગતમા ગાઢ અંધારાથી ઘેરાતો હોય, કશુ સૂઝે નહીં એવુ, સોયથી પણ ન ભેદાય એવુ અંધારુ હોય અને એકાએક વીજળી ઝબૂકે, વિજળીના ઝબકારાથી એને એકાએક પોતાનાથી દસ ફૂટ આગો ઊભેલો વાઘ દેખાય! આ વાઘના દર્શન માટે તે તત્કાળ ભાગતો જોવામા આવે છે આ એની તત્કાળ પ્રવૃત્તિ થતી જોવામા આવે છે પણ એ વાઘ એ ભાગે તેટલા સમયમા એનામા એકી વખતે ઘણી ક્રિયાઓ થઈ ચૂકી હોય છે વાઘનુ આલોચન–સંકલ્પ–અભિમાન અને નિશ્ચય–આ બધીય ક્રિયાઓ થવામા સમયનો ક્ષેપ થતો નથી આમ વાઘને જોતાંવેત ભાગવાની ક્રિયા કરનાર માણસે ચાર કરણોની ક્રિયા–જોવાની–સંકલ્પ કરવાની, અભિમાનની અને પલાયનના નિશ્ચયની ક્રિયા એકી વખતે કરી છે! આમ ચાર કરણો–આખ–મન–અહકાર–બુદ્ધિ એ ચારની દૃષ્ટ પદાર્થમા એકી વખતે વૃત્તિ થાય છે કોઈક વખત ક્રમશ પણ પ્રવૃત્તિ થાય છે મંદ પ્રકાશમા કોઈ વસ્તુનુ સમુખ આલોચન થાય પછી મનને એકદુ કરી એકાગ્રતાથી જુએ એટલે ઘાતકી ચોર છે એમ એને લાગે અને લાગતાંવેત એ તેની નજર સમક્ષથી દૂર થવા યત્ન કરે આમ અહીં પહેલા આલોચન, પછી સંકલ્પ પછી અભિમાન અને અંતે પલાયનનો નિશ્ચય થાય છે આમ ચાર કરણોની ક્વચિત ક્રમશ પ્રવૃત્તિ પણ જોવા મળે છે

પણ પરોક્ષ વિષયમા અંતઃકરણની જ વૃત્તિ થાય છે એટલે કે મન, અહકાર અને મતિની જ ગતિ પરોક્ષ વસ્તુમા થાય છે પણ એ અંતઃકરણત્રયની એકી વખતે વા ક્રમશ પ્રવૃત્તિ હમેશા દૃષ્ટપૂર્વકની જ હોય છે અર્થાત્ દૃષ્ટ ઉપરથી–અનુભવ ઉપરથી જ અનનુભૂત પરોક્ષ પદાર્થમા અંતઃકરણત્રયની પ્રવૃત્તિ થાય છે

અનુમાન, શાસ્ત્ર અને સ્મૃતિ એ પરોક્ષ પદાર્થોમા પ્રવૃત્ત થાય છે પણ એમની પ્રવૃત્તિનો પાયો છે પ્રત્યક્ષ અનુમાનમા વ્યાપ્તિના જ્ઞાન માટે પ્રત્યક્ષની જરૂર પડે છે શબ્દપ્રમાણમા શક્તિગ્રહ માટે પ્રત્યક્ષની અપેક્ષા હોય છે સ્મૃતિમા સસ્કારને માટે અનુભવની અપેક્ષા રહે છે આમ અપ્રત્યક્ષ ઉપર પણ પ્રત્યક્ષથી જ જવાય છે આમ અનુમાન વગેરે દર્શનપૂર્વકના જ હોય છે ॥ ૩૦ ॥

આ ઠેકાણે એક શકા થાય. ચાર કે ત્રણ કરણોની પ્રવૃત્તિ કોઈપણ નિમિત્તની અપેક્ષા વિના કેવળ કરણોને અધીન ન હોય શકે કેમકે તેમ માનતા કરણો સનાતન હોઈને વૃત્તિઓની સદા ઉપજ થતી રહે અગર તો વૃત્તિઓની સ ઉપજ થતી રહે અગર તો વૃત્તિની ઉપજને આકસ્મિક માનવામા આવે તો પણ છૂટકો નથી. કેમકે કોઈપણ નિયામકના અભાવે વૃત્તિઓના સકરનો

પ્રસંગ આવીને ઊભો રહે. એટલે કે વખતે છે ને આંખ રૂપ જોવાનું છોડી દઇ શબ્દ સાંભળવામાં જ પ્રવૃત્ત થઈ જાય! એ જ પ્રમાણે ગમે તે કરણનું કામ બીજું ગમે તે કરણ કરી લે. અને એમ થાય તો તો તે ઇષ્ટ છે. પછી આંધળાને પણ કાન હોય તો જોવાનું સાંભળવાનું એકી વખતે શક્ય થાય. પણ એવું જોવામાં આવતું નથી. તો આ શંકાનું સમાધાન શું? ગ્રંથકાર કહે છેઃ—

स्वां स्वां प्रतिपद्यन्ते परस्पराकूतहेतुकां वृत्तिम् ।
पुरुषार्थ एव हेतुः न केनचित् कार्यते करणम् ॥ ३१ ॥

એક બીજાના અભિપ્રાયને જાણીને બધાં કરણો પોતપોતાનો વ્યાપાર કરે છે. પુરુષાર્થ જ તેમાં હેતુ છે. કોઈપણ કરણો ન પ્રવર્તાવતું નથી.

અર્થાત્ આ શંકાનું શાસ્ત્રમાં સમાધાન છે. દરેક કરણ પોતપોતાની વૃત્તિ જ પ્રાપ્ત કરે છે. બીજાના ક્ષેત્રમાં માથું મારતી નથી. કારણ કે દરેક કરણ ઇન્દ્રિય, પોતાનાથી ભિન્ન એવી બીજી ઇન્દ્રિયો કે કરણનું હૃદય જાણે છે. અને અન્યનો અભિપ્રાય જાણીને વર્તતી હોઇને એક બીજાના પ્રદેશમાં રઝળવા જતી નથી. લશ્કરમાં કેટલાક પિસ્તોલવાળા હોય—કેટલાક ભાલાવાળા હોય—કેટલાક ધનુષ્યબાણવાળા હોય, સામાન્ય શત્રુ ઉપર હુમલો કરતી વેળા એ બધા પહેલેથી જ પોતપોતાનાં શસ્ત્રાસ્ત્રને નક્કી કરી લઈ પછી લડતી વેળા પોતપોતાનાં જ શસ્ત્રાસ્ત્ર વાપરે છે, તેમ ઇન્દ્રિયો પણ વર્તે છે એમ માનતું રહે છે. ભેગાં મળીને ચાલતાં હોઈને વૃત્તિની સેળભેળ થઈ જતી નથી.

અને આમ જ્યારે સમાધાન કરવામાં આવે છે ત્યારે ખરું કાંતતાં ઊંટ પેસી જાય છે. ઇન્દ્રિયો અચેતન છે. અભિપ્રાયનું જ્ઞાન તો ચેતનને હોય. જડ કરણો એક બીજાને સમજીને ચાલે એમ કહેવું એ વદતોવ્યાઘાત થાય! આથી ઇન્દ્રિયોનો કોઇક નિયામક તેમના સ્વરૂપનો જાણકાર, તેમના ઉપયોગનો વેત્તા અને તેમનાં સામર્થ્યનો લહનાર અર્થાત્ જ સિદ્ધ થાય છે! અને તેમ થાય તો તે સાંખ્યમતને ઇષ્ટ નથી. પુરુષ એવો છે. જ્યાં જો પુરુષને પ્રવર્તક માનીએ તો તેના સ્વરૂપનો વ્યાઘાત આવીને ઊભો છે. કારણ કે પુરુષ તો અસંગ હોઇને નિર્વિકાર છે. આ ઠેકાણે સાંખ્યમતનો એક વિશિષ્ટ વિચાર સમાધાન આપે છે. પુરુષાર્થ જ ઇન્દ્રિયોનો પ્રેરક છે. ભોગ અને અપવર્ગરૂપી એ અનાગત અવસ્થાના પુરુષાર્થો જ ઇન્દ્રિયોને પ્રવર્તાવે છે. અને આથી કોઈ પુરુષપ્રવર્તકની જરૂર નથી. આ હેતુથી કારિકાકાર કહે છે કે કરણોને કોઈ પ્રવર્તાવતું નથી, પુરુષાર્થ એ સ્વયં પ્રવર્તે છે આથી પ્રેરક જો કોઇને માનવો જ હોય તો તે અનાગત અવસ્થાનો પુરુષાર્થ એટલે કે ભોગ અને અપવર્ગ જ છે. પુરુષાર્થ પૂર્ણ થાય એ પ્રવૃત્તિ જ અટકે છે. આગળ ઉપર પણ એ સિદ્ધાન્તનું પ્રતિપાદન કરવામાં આવશે. ॥ ૩૧ ॥

ઇન્દ્રિયોનુ કોઈ પ્રેરક નથી. ભોગાય વર્ગ સિવાય બીજુ કોઈ એમને પ્રવર્તાવતુ નથી એ સિદ્ધ થયુ હવે એ ઇન્દ્રિયોનું વિભાજન કરતા તેમના ધર્મોનુ સ્પષ્ટિકરણ કરે છે કે–

करण त्रयोदशविध तदाहरणधारणप्रकाशकरम् ।
कार्यं च तस्य दशधाऽहार्यं धार्यं प्रकाश्यंच ॥ ३२ ॥

કરણના તેર પ્રકાર છે એ તેરનુ આહરણ ધારણ અને પ્રકાશ કરે છે. તે તેરનુ આહાર્ય, ધાર્ય અને પ્રકાશ્ય દશ પ્રકારનુ છે ॥ ૩૨ ॥

અર્થાત્ અગીઆર ઇન્દ્રિયો, અહકાર અને બુદ્ધિ એમ મળીને તેર પ્રકારના કરણ છે કરણ એટલે ક્રિયાના સાધન કારકવિશેષ એ તેર પ્રકારના કરણોમા કેટનાક આહરણ કરે છે કેટનાક ધારણ કરે છે કેટનાક પ્રકાશન કરે છે અર્થાત્ વાણી વગેરે કર્મેન્દ્રિયો પોતપોતાની વૃત્તિ પ્રમાણે પદાર્થોનુ આહરણ કરે છે–સ્વીકાર કરે છે આખ વગેરે જ્ઞાનેન્દ્રિયો પદાર્થોને પ્રકાશિત કરે છે મન બુદ્ધિ અહકાર પદાર્થોનુ અતરમા ધારણ કરે છે

અને આ તેરે પ્રકારના કરણોને માટે આહાર્ય–પ્રકાશ્ય અને ધાર્ય એવા દશ પ્રકારના પદાર્થો છે આહાર્ય એટલે વ્યાપ્ય–આનોચન યોગ્ય અર્થાત્ પચ મહાભૂતો એ આ તેરે પ્રકારના કરણોનુ કર્મ છે એટલે કે પચમહાભૂતો આમા સમક્ષ લાવવા, તેમનો પ્રકાશ કરવો તેમનુ તેની આગળ તેને માટે ધારણ કરી રાખવુ એ આ તેર કરણોનો વ્યાપાર છે પચમહાભૂતો પણ દિવ્ય અને અદિવ્ય સ્વરૂપવાળા હોઇને દરેકના બબ્બે સ્વરૂપ થાય છે અને એકદરે દશ થાય છે એ દશ થતા હોઇને આહાર્ય દશ છે પ્રકાશ્ય પદાર્થો પણ દશ પ્રકારના બને છે ધારણ કરવા યોગ્ય પદાર્થો પણ દશ પ્રકારના જ છે

કર્મેન્દ્રિયો માટે વચન આદાન, વિહરણ ઉત્સર્ગ અને આનન્દ આહાર્ય છે તે બધાય દિવ્યાદિવ્ય હોઇને કર્મેન્દ્રિયો માટે દશ પ્રકારના વચન વગેરે આહાર્ય ગણાય છે તે જ પ્રમાણે જ્ઞાનેન્દ્રિયો માટે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગધ એ પાચ વ્યાપ્ય છે અને એ પણ દિવ્યાદિવ્ય ભેદે દશ પ્રકારના છે આથી જ્ઞાનેન્દ્રિયો દ્વારા પ્રકાશ્ય પદાર્થો પણ દશ છે તે જ પ્રમાણે પ્રાણ વગેરે વૃત્તિઓ દ્વારા અતઃકરણ માટે ધારણ કરવા યોગ્ય પદાર્થ છે શરીર. એ શરીર પણ પચમહાભૂતનુ બનેલુ છે અને એ મહાભૂતો પણ દિવ્યાદિવ્ય ભેદે દશ હોઇને ધાર્ય પણ દશધા છે

કારિકા જરા કઠણ છે આપણે એનો મુદ્દો બરાબર સમજી લઇએ પાચ જ્ઞાનેન્દ્રિયો, પાચ કર્મેન્દ્રિયો, મન, બુદ્ધિ અને અહકાર એ તેર આત્માના–પુરુષના

કરણો છે કરણો એટલે વ્યાપારના સાધનો. આ તેર સાધનો સાથે આત્મા જગતમા વ્યાપાર કરે છે તે પૈકી કર્મેન્દ્રિયો પકડવાને પકડે છે જ્ઞાનેન્દ્રિયો પ્રકાશિત કરે છે અંતઃકરણ ધારણ કરે છે કર્મેન્દ્રિયોના પાચ કર્મો છે જ્ઞાનેન્દ્રિયોના પણ પાચ જ કર્મો છે અને કર્મ અને જ્ઞાનેન્દ્રિયોને આધારે વર્તતુ અંતઃકરણ પણ એ પાચના સરવાળાને જ ધારણ કરે છે અને એ પાચે વિષયો પાછા દિવ્ય અને અદિવ્ય હોય છે આથી એકદરે દશ બને છે આમ કર્મેન્દ્રિયો જ્ઞાનેન્દ્રિયો અને અંતઃકરણ માટે અનુક્રમે દશ આહાર્ય, દશ પ્રકાશ્ય અને દશ ધાર્ય પદાર્થો છે એમ કારિકામા કહેવામા આવ્યુ છે ॥ ૩૨ ॥

તેર પ્રકારના કરણોમા હવે પુનઃ પેટા વિભાગ પાડતા કહે છે—

अन्तःकरण त्रिविध, दशधा बाह्य त्रयस्य विषयाख्यम् ।
साम्प्रतकाल बाह्य त्रिकालमाभ्यन्तर करणम् ॥ ३२ ॥

અંતઃકરણ ત્રણ પ્રકારનુ છે બાહ્યકરણ દશ પ્રકારનુ છે એ બાહ્ય કરણ અંતઃકરણનુ ક્રિયાદ્વાર છે બાહ્યકરણ વર્તમાનમા વ્યાપૃત હોય છે જ્યારે અંતઃકરણ ત્રિકાળમા વ્યાપૃત હોય છે । ૩૩ ॥

અર્થાત્ અંતઃકરણ એટલે મન, અહંકાર અને બુદ્ધિ. શરીરની અંદર રહેતા હોઈને એ અંતઃકરણ કહેવાય એ અંતઃકરણને બાહ્યકરણોની સહાય ન હોય તો એ પણ પાંગળા જેવા બની જાય છે આથી કોઈપણ વિષયને લગતો સંકલ્પ અભિમાન કે નિશ્ચય કરવામા એ બાહ્યકરણો અંતઃકરણને મદદ કરે છે જ્ઞાનેન્દ્રિયો આલોચન દ્વારા કર્મેન્દ્રિયો પોતપોતાના વ્યાપાર દ્વારા

ઉપરાંત બાહ્યકરણો વર્તમાનમા જ વર્તે છે વર્તમાન એટલે વર્તમાનની આજુબાજુના થોડા ભૂતકાળ અને ભવિષ્યમા પણ ખરા—એવો અર્થ લેવો ઘટે છે વર્તમાનની અતિ નજીકનો ભૂત અને ભવિષ્ય પણ વ્યવહારમા વર્તમાન જ ગણાય.

અંતઃકરણ વર્તમાન ઉપરાંત ભૂત અને ભવિષ્યમા પણ વર્તે છે આથી તે ત્રણે કાળમા વર્તે છે એમ કહ્યુ છે નદીમા પૂર જોઈ મન બુદ્ધિ અહંકાર મળીને નીચે રીતે નિર્ણય કરી શકે—અનુમાન કરી શકે કે ઉપરના જગતના વિભાગમા વૃષ્ટિ થઈ હતી કીડીની ઇંડા લઈ જતી હાર સખત તાપમા જોઈને આપણે નીતિ કરી શકીએ કે વરસાદ હવે થશે! આવી જાતના ભૂત અને ભવિષ્યમા પણ મન બુદ્ધિ અહંકારની ગતિ છે અને તે અનુસાર સંકલ્પ અહંકાર અને નિશ્ચયો થાય છે અર્થાત્ જ જ્ઞાનેન્દ્રિયો અને કર્મેન્દ્રિયો તો અનુભવનુ સર્જન કરી કરીને અંતઃકરણને સોંપે અંતઃકરણ એ બધાય અનુભવોના સરવાળાનુ ભંડાર્યુ હોય

અને અહંકાર સહિતની બુદ્ધિ તમામ વિષયોનું અવગાહન કરે છે. નિશ્ચય કરે છે. આથી બુદ્ધિ અને તેના સાથીરૂપ મન અને અહંકાર મુખ્ય છે. બાકીની બીજી બધી ઇન્દ્રિયો આ દૃષ્ટિએ અમુખ્ય છે. અર્થાત્ છેવટે તો બુદ્ધિ જ પુરુષ સમક્ષ સૌ ઇન્દ્રિયોની કમાણી રજૂ કરે છે. અને આથી બુદ્ધિ જ પ્રધાન છે. આમ આ પ્રધાન ગૌણભાવ જાણવો રહે છે. અને આથી જ બુદ્ધિની શુદ્ધિ ઉપર આ દેશે સનાતનકાળથી ભાર મૂક્યો છે. ॥ ૩૫ ॥

બુદ્ધિ બાહ્યેન્દ્રિયોની અપેક્ષાએ જ કેવળ મુખ્ય નથી, અહંકાર અને મનની અપેક્ષાએ પણ બુદ્ધિ જ પ્રધાન છે એમ સિદ્ધ કરતાં કહે છેઃ—

**एते प्रदीपकल्पाः परस्परविलक्षणाः गुणविशेषाः।**
**कृत्स्नं पुरुषस्यार्थं प्रकाश्य बुद्धौ प्रयच्छन्ति ॥ ३६ ॥**

આ એકબીજાથી વિલક્ષણ એવા ત્રણ ગુણના વિકારો દીવાના જેવા હોઈને પુરુષના સમગ્ર અર્થને પ્રકાશિત કરી બુદ્ધિ સમક્ષ ધરે છે.

અર્થાત્ અહંકાર સુધીના બધાંય તત્ત્વો–કાર્યો ગુણોના જ વિકાર છે. એ બધાંય અન્યોન્યથી વિલક્ષણ એટલે કે વિરુદ્ધ લક્ષણવાળાં છે. છતાં દીવા જેવાં છે. દીવામાં વાટ, તેલ અને અગ્નિ પરસ્પર વિરોધી છે છતાં અંધકારને દૂર કરવારૂપ અર્થથી પ્રેરાઈને પ્રકાશદાન રૂપી એક ક્રિયા કરે છે તેમ આ જ્ઞાન કર્મેન્દ્રિયો વગેરે પણ પુરુષના ભોગાપવર્ગરૂપી પ્રયોજનને સાધવાને માટે પરસ્પર વિરોધી છતાં અવિરોધી થઈને વર્તે છે. પુરુષના ભોગ અને અપવર્ગને સમગ્રપણે પ્રકાશિત કરી એ સાધનો સૌના અધ્યક્ષ સ્વરૂપ બુદ્ધિની સમક્ષ પોતાની કમાણી હાજર કરે છે. અને બુદ્ધિ પુરુષને તે ભોગ અને અપવર્ગનો થાળ ધરે છે. તલાટી ગામજન પાસેથી કર લઈ મામલતદારને, મામલતદાર કલેક્ટરને, કલેક્ટર જેમ છેવટે સરકારને તે ભરપાઈ કરે છે તેમ ઇન્દ્રિયો આલોચન કરી, મન તેમાં સંકલ્પ કરી, અહંકાર તેમાં અભિમાન કરી બુદ્ધિ સમક્ષ અનુભવ રજૂ કરે છે. બુદ્ધિ પુરુષ આગળ છેવટે તેની રજૂઆત કરે છે. આમ સૌમાં બુદ્ધિ જ મુખ્ય છે એ સિદ્ધ થાય છે. ॥ ૩૬ ॥

* * *

(૨૨)

અહીં એક શંકા ઉદ્ભવે છે. એમ શા માટે માનવું કે મન અહંકાર વગેરે બધાં પોતપોતાની કરણી અને કમાણી બુદ્ધિને અર્પે છે બુદ્ધિ જ એ બન્નેને કેમ કશું નથી સોંપતી? અર્થાત્ ત્રણે–મન–અહંકાર અને બુદ્ધિ એ ત્રણેય છે અંતઃકરણ અને અંતઃકરણપણું તો બધાને સમાન છે. તો પછી બુદ્ધિ જ કાં પ્રધાનપદ ભોગવે? બીજાં બે કેમ નહીં? એનો ઉત્તર આગળ કહે છે—

सर्वं प्रत्युपभोगं यस्मात् पुरुषस्य साधयति बुद्धिः ।
सैव च विशिनष्टि पुनः प्रधानपुरुषान्तरं सूक्ष्मम् ॥ ३७ ॥

કેમકે બુદ્ધિ પુરુષના શબ્દાદિ તમામ ઉપભોગ સાધે છે તેથી તે પ્રધાન છે ઉપરાંત તે જ બુદ્ધિ વળી પ્રધાન અને પુરુષ વચ્ચેના નિત્ય અંતરને પણ સ્પષ્ટ કરે છે તેથી તે જ પ્રધાન છે

અર્થાત્ બુદ્ધિ જ પ્રધાન છે કેમકે ઉપરે તો બુદ્ધિ જ પોતાનામાં પ્રતિબિંબિત થતા તમામ અંતર કરણ વ્યાપારોને પુરુષ સમક્ષ ધરે છે બુદ્ધિ પુરુષની ખૂબ નજીક છે એ સાથે ખૂબ શુદ્ધ છે સ્વચ્છ છે આથી પુરુષનુ બુદ્ધિરૂપી દર્પણમાં માનો પ્રતિબિંબ પડે છે અને તેથી પુરુષ અને બુદ્ધિની વચ્ચે જાણે તદ્રૂપતા જેવી થઈ જાય છે અને સુખદુઃખરૂપી અનુભવ જ ભોગ છે એ ભોગ બુદ્ધિમાં જ હોય છે અને બુદ્ધિ જાણે પુરુષરૂપ થઈ જાય છે અને આથી ભોગ સાથે પુરુષનુ તાદ્રૂપ્ય બની જાય છે અને એ તાદ્રૂપ્ય પુરુષ અને બુદ્ધિની જે આવિવેક અભિન્નતા છે તેને લઈને હોય છે! આમ આલોચન સંકલ્પ અભિમાન વગેરે બુદ્ધિમા અને બુદ્ધિ પુરુષમા જાણે સમર્પિત થઈ જાય છે અને સંસારની વણઝાર વણુરોક વણુરોક ચાલ્યા કરે છે

પણ એમ વસ્તુગત્યા માનતા તો પુરુષનો મોક્ષ જ અસંભવે! કારણ બુદ્ધિ પુરુષનો સ્વભાવ બની બેસે અને સ્વભાવનો કદી જ અભાવ નહીં થાય અને ભોગાત્મિકા બુદ્ધિ જો પુરુષનો સ્વભાવ થઈ જાય તો તેનો કદી અભાવ ન થતો હોઈને પુરુષ સદા ભોગબદ્ધ જ રહે અને તો મોક્ષ ન સંભવે અને તો તો આ શાસ્ત્ર પણ મિથ્યાચારી જ ગણાય! આથી કહે છે કે પુરુષ અને પ્રધાન પ્રકૃતિ વચ્ચે જે તાત્ત્વિક ભેદ છે તે તાત્ત્વિક ભેદને પણ બુદ્ધિ જ પાછળથી સ્પષ્ટ કરે છે પાછળથી એટલે કે ભોગબુદ્ધિ વિરાગ પામે ત્યારે વૈરાગ્યમતી બુદ્ધિ પુરુષ અને પ્રકૃતિ વચ્ચે જે સૂક્ષ્મ વાસ્તવિક તાત્ત્વિક ભેદ છે તેને ખુલ્લો સ્પષ્ટ કરે છે અર્થાત્ વિવેકખ્યાતિ પણ બુદ્ધિની જ એક અવસ્થા છે અથાત્ જ મોક્ષ એ પણ પુરુષાર્થ જ છે

ઉપરાંત પ્રકૃતિ અને પુરુષ વચ્ચેનુ અંતર જો બુદ્ધિ નવેસરથી પેદા કરતી હોય તો તો મોક્ષ કાર્ય બને અને કાર્ય માત્ર અનિત્ય હોય, આથી મોક્ષ પણ અનિત્ય જ ઠરે. અને મોક્ષ અને અનિત્ય એ બે તો વદતોવ્યાઘાત ગણાય! આથી કારિકામા સૂક્ષ્મ એ શબ્દ વાપર્યો છે સૂક્ષ્મ એટલે દુર્લક્ષ્ય. વહેતુ વહેતુ નજરમા ન આવે એવુ અંતર, અર્થાત્ છે—વિદ્યમાન એવા અંતરને જ બુદ્ધિ સ્પષ્ટ કરી બતાવે છે પ્રકૃતિ અને પુરુષ કદી સ્વરૂપે અને લક્ષણે એક હોતા નથી. એક જેવા જે લાગે છે તે અજ્ઞાનની બલિહારી છે! અજવાળુ અને અંધારુ જેમ કદી

પંચમહાભૂતોમાંથી ત્રણ પ્રકારના વિશેષો ઉદ્ભવે છે સૂક્ષ્મદેહો, માતાપિતા દ્વારા જન્મેલા અને પંચમહાભૂતોમાંથી જન્મેલા વિશેષો—સૂક્ષ્મદેહો અને માતપિતા દ્વારા જન્મેલા દેહો પૈકી સૂક્ષ્મ દેહો નિત્ય હોય છે અને માતાપિતા દ્વારા જન્મેલા સ્થૂળ દેહો યથાક્રમે નિવૃત્ત થાય છે ॥ ૩૯ ॥

અર્થાત્ પંચમહાભૂતોમાંથી સૂક્ષ્મ દેહ—સ્થૂળ દેહ અને પંચમહાભૂતના [illegible] વગેરે વિકારો જન્મે છે અને એ ત્રણ પ્રકારના વિશેષો પૈકી પણ જે સૂક્ષ્મ દેહો છે તે મોક્ષ પર્યન્ત નિત્ય રહે છે જ્યારે માતાપિતાના સંયોગમાંથી જન્મેલા તે તે સ્થૂળ શરીરો અંત પામે છે અને માતા તરફથી [illegible] લોહી, માંસ અને લોમ મળે છે પિતા તરફથી સ્નાયુ-અસ્થિ-મજ્જા મળે છે આમ આ છ વસ્તુઓથી પ્રધાનપણે સ્થૂળ દેહ ભરપૂર હોઈને એને "षाट्कौशिक" દેહ પણ કહે છે સૂક્ષ્મ શરીરનું વર્ણન આગળ આવનારું જ છે ॥ ૩૯ ॥

આગળની કારિકામાં સૂક્ષ્મ શરીરનો નિર્દેશ કર્યો તો તે સૂક્ષ્મ શરીરનું જ વિભાજન કરતા કહે છે—

**पुर्वोत्पन्न असक्त नियत महदादिसूक्ष्म पर्यन्तम् ।**
**संसरति निरुपभोग भावैरधिवासित लिङ्गम् ॥ ४० ॥**

પ્રથમ સર્ગમાં ઉપજેલું અસક્ત મહાપ્રલય સુધી ટકનારું મહત્‌થી માંડીને તે પંચતન્માત્રા સુધીના તત્ત્વોથી બનેલું વાસનાઓથી રંગાયેલું લિંગ શરીર નિરુપભોગ હોઈને સરતું રહે છે

અર્થાત્ આ કારિકામાં લિંગ શરીરના ઘટકતત્ત્વો તેની જન્મોત્રી સ્વરૂપ વગેરેનો નિર્ણય આપ્યો છે સ્થૂળ શરીરમાં જ સૂક્ષ્મ શરીર વસે છે એ સૂક્ષ્મ શરીર પૂર્વે ઉપજેલું છે અહીં 'પૂર્વે' એટલે આદિ સૃષ્ટિ વખતે અને સૃષ્ટિની આદિનો કોઈએ ઇતિહાસ રાખ્યો નથી એટલે અહીં પૂર્વે શબ્દ લગભગ અનાદિનો જ સૂચક છે ભૂતકાળ એટલો વૃદ્ધ છે કે એની સરખામણીમાં તો બધા જ કાળ વર્તમાન છે! આથી લિંગ શરીર ક્યારે નીપજ્યું એ કહેવું મુશ્કેલ છે પણ કોઈક પળ તો એની ઉત્પત્તિની પળ હોવી જોઈએ. આથી જેટલો દીર્ઘમાં દીર્ઘ ભૂતકાળ માનવમનથી કલ્પી શકાય તેટલે સુધી જઈ શકાય. અને એ કાળ તે આદિ સૃષ્ટિનો કાળ તે કાળે જ પ્રકૃતિએ પ્રત્યેક પુરુષને માટે એક એક ગણાય એવું લિંગ શરીર સરજી પુરુષને ભેટમાં આપ્યું છે! માનવમતિની અહીં સીમા આવી જાય છે અને આથી [illegible] આવી જ ભાષામાં વર્ણવવું રહે

વળી એ લિંગ શરીર અસક્ત છે એટલે બે પરમાણુ વચ્ચેના અંતરમાંથી પણ એ વિના અથડાયે પસાર થઈ શકે છે શિલામાં પણ પેસી શકે છે અને શિલામાંથી પણ આરપાર જઈ શકે છે અર્થાત્ અનન્ત બ્રહ્માંડમાં એ અવ્યાહતગતિથી અવરજવર કરી શકે એવું છે

ઉપાદાન એ 'નિધન' છે એટલે કે નક્કી થયેલી કાળની અવધિવાળું છે અર્થાત્ એની આદિથી તે મોક્ષ સુધી વર્તનારુ છે મોક્ષ થયા બાદ એને ટકવાનું મહ કારણ ન હોઈને એ ટકી શકતું નથી. આથી અનાદિ જેવું હોવા છતા એ અનન્ત નથી. મોટે એ મરે.

અને મહત્+અહંકાર+અગિયાર ઇન્દ્રિયો+પંચતન્માત્રાઓ=૧૮ તત્ત્વોનું એ બનેલ હોય છે

તો પછી એ સૂક્ષ્મ શરીર જ પુરુષનું ભોગાયતન કેમ ન માનવું? છ કૌશિક લાગુ-ભાટ્ટૌતિક શરીરની પછી અપેક્ષા જ ક્યાં રહી? આથી કહે છે કે સંસરણ-એ સંસરતુ રહે છે અર્થાત્ એ એક દેહને છોડી દેહાન્તરમાં પ્રવેશ્યા કરે છે કે એનું સરણ છે ફક્ત એક અને તે એ કે એ નિરુપભોગ છે અર્થાત્ સ્થૂલ શરીર વિના એ ભોગ આપવા અસમર્થ છે અને આથી સ્થૂલ શરીરની તેની અભિવ્યક્તિ માટે અને આધાર માટે જરૂર છે

આ ઉપરાંત એક શંકા ઊભી થાય છે સિદ્ધાન્તપક્ષે જોતા સંસારનુ કારણ તો ધર્માધર્મ એટલે કે પુણ્યાપુણ્ય છે અને સૂક્ષ્મ શરીરને તે બેનો યોગ નથી. આથી સૂક્ષ્મ શરીર કેવી રીતે સરતું હશે? આ શંકાના નિવારણ અર્થે ભાવૈરધિવાસિતં લિઙ્ગમ્—એ શબ્દપ્રયોગ છે

ભાવ એટલે ધર્મ-અધર્મ જ્ઞાન અજ્ઞાન વૈરાગ્ય અવૈરાગ્ય અને ઐશ્વર્ય તથા અનૈશ્વર્ય આ ભાવોથી પૂર્ણ છે બુદ્ધિ અને બુદ્ધિથી ભરપૂર છે—અન્વિત છે સૂક્ષ્મ શરીર. આથી સૂક્ષ્મ શરીર પણ ભાવોથી અધિવાસિત છે જ અને અત્તર ઢળી જાય પણ તે જેના ઉપર પડ્યું હોય તેમાં તેની સુગંધ રહી જાય છે તેમ ભાવોની સુગંધ પણ સૂક્ષ્મ શરીરમાં જળવાઈ રહે છે તેથી તે સરે છે અને મહાનને પણ પ્રધાનની પેરે એ કેમ ટક્યું નહી! તો તેના હેતુ લિંગ શબ્દ સૂચિત કરે છે લય પામે તે લિંગ અને સર્ગ હોઈને છેવટે મૂળમાં લીન થઈ જ જાય. આવું જ એ લિંગ શરીર ॥ ૪૦ ॥

અહીં આ શંકા થાય એ ખરી છે અહંકાર અને ઇન્દ્રિયો સહિત એકલી બુદ્ધિ જ કેમ સરતી નથી? પ્રમાણથી સિદ્ધ ન થાય એવા સૂક્ષ્મ શરીરની કલ્પના કરવાનું ગૌરવ શા માટે? આનું સમાધાન આપતા કહે છે—

चित्रं यथाश्रयमृते स्थाण्वादिभ्यो विना यथा छाया ।
तद्वद्विना विशेषैर्न तिष्ठति निराश्रयं लिङ्गम् ॥ ४१ ॥

આશ્રય વિના નથી ચિત્ર તથા થાંભલા વગેરે વિના જેમ છાયા રહી શકતી નથી તેમ વિશેષ પંચ મહાભૂતો વિના નિરાશ્રય લિંગ રહી શકતુ નથી

અર્થાત્ લિંગ વિના આશ્રયે ટકતું નથી—મર્યા જ કરે છે એનો આશ્રય, ટકવાનું સ્થાન છે વિશેષ એટલે કે સૂક્ષ્મ શરીર. અહીં લિંગ એટલે બુદ્ધિ વગેરે લેવાં. એ બુદ્ધિ વગેરે વિના સૂક્ષ્મ શરીર રહી શકતાં નથી. સૂક્ષ્મ શરીર એનો આશ્રય છે. આશ્રય વિના આશ્રિત કેવી રીતે રહે ? જેમ ચિત્ર તેના કેનવાસ વિના કેમ ટકે ? છાયા તેના સ્તમ્ભ વિના કેમ ઊભે ? તે જ પ્રમાણે બુદ્ધિ વગેરે પણ સૂક્ષ્મ શરીરરૂપી આશ્રય વિના નિરાધાર હોઈને ન ટકી શકે. અંગુષ્ઠમાત્ર પુરુષ નિશ્ચકર્ષ યમો બલાદ્ જેવામાં 'જે અંગુષ્ઠ જેવડો પુરુષ' વર્ણવવામાં આવ્યો છે તે આ સૂક્ષ્મ શરીર જ જાણવું કારણ કે આમાં તો નિકર્ષ અસંભવ છે. આ સૂક્ષ્મ શરીર પણ વ્યુત્પત્તિના બળે પુરુષ જ કહેવાય છે. पुरि=स्थूलशरीरे शेते इति पुरुष—પુરી—સ્થૂલ શરીરમાં જે ઊંઘે છે તે પુરુષ આવો એનો શબ્દાર્થ છે. આથી નિરાશ્રિતભાવે લિંગ રહી શકતું નથી. ॥ ૪૧ ॥

આમ સૂક્ષ્મ શરીરનું અસ્તિત્વ પ્રામાણિક થયું. હવે એ સૂક્ષ્મ શરીર જે રીતે સંસાર પામે છે અને જે કારણે સંસાર પામે છે તે બન્નેને વર્ણવતા કહે છે—

**पुरुषार्थहेतुकमिदं निमित्तनैमित्तिकप्रसङ्गेन ।**
**प्रकृतेर्विभुत्वयोगात् नटवद् व्यवतिष्ठते लिंगम् ॥ ४२ ॥**

નિમિત્ત અને નૈમિત્તિકમાં આસક્તિને કારણે પુરુષાર્થથી પ્રેરાયેલું આ લિંગ શરીર પ્રકૃતિની વ્યાપકતાના યોગે નટની પેરે વર્તે છે.

અર્થાત્ આ સૂક્ષ્મ શરીર ધર્મ વગેરે નિમિત્ત અને તેમાંથી નીપજતા તે તે દેવ, મનુષ્ય પશુપંખી વગેરેના શરીરોમાં આસક્તિને લઈને સરે છે, તેમાં કારણરૂપ છે—પ્રેરક છે પુરુષાર્થ અર્થાત્ ભોગ અને અપવર્ગરૂપી હેતુથી લિંગ શરીર વર્તે છે અને એ લિંગ શરીર ક્વચિત્ દેવ શરીર તો ક્વચિત્ માનવ શરીર તો ક્વચિત્ તિર્યંક્ કાયામાં ભરાય છે. આ ભિન્ન ભિન્ન દેહો એને નિમિત્ત અને તેમાંથી નિપજતા નૈમિત્તિક—કાર્યોમાં આસક્તિને લઈને થાય છે. એની આ ચર્યા નટરાજ જેવી છે. નટ જેમ જુદી જુદી ભૂમિકા ભજવતો રહેતો હોઈને, ક્વચિત રામ બને, ક્વચિત્ ધર્મરાજની ભૂમિકા ભજવે અને ક્વચિત્ પરશુરામ પણ થાય તેમ લિંગ શરીર પણ જુદી જુદી—બ્રહ્માથી માંડીને તે ઘાસના તણખલા સુધીની ભૂમિકા ભજવે છે અને એનો આ મહિમા શાને લઈને છે ? તો પ્રકૃતિની વ્યાપકતાને લઈને! પ્રકૃતિ સર્વવ્યાપી છે અને આથી લિંગ શરીરરૂપી નટરાજને પોતાના પાઠની અર્પણ ભૂમિકા ભજવવા માટે પ્રકૃતિની રંગભૂમિ સુલભ છે! અર્થાત્ પ્રકૃતિ છે રંગભૂમિ લિંગ શરીર છે નટરાજ; ધર્માદિ નિમિત્ત અને તેમાંથી ઉપજેલા શરીર વગેરેમાં અત્યાસક્તિ છે એની અનન્ત વૈવિધ્યથી ભરેલી ભૂમિકાઓ. ભોગ

અને અપવર્ગની પ્રુષને એ બન્ને દ્વારા ન્યથાર્થ પીરમશી એ છે એ મહા નાટકનું એકમાત્ર પ્રયોજન મહાનાભિરાજ પુરુ પ્રેક્ષક છે। એને માટે છે આ બધો પ્રકૃતિનો મ્હોત્સવ ॥ ૪૨ ॥

નિમિત્ત અને નૈમિત્તિક જે આગલી કારિકામા નિર્દેશ કર્યો તો તેમા નિમિત્ત એટલે શુ, નૈમિત્તિક એટલે શુ એનુ વિભાજન કરતા ગ્રથનાર ભણે છે—

**सासिद्धिकाश्चभावा प्राकृतिका वैकृतिकाश्च धर्माद्या ।**
**दृष्टाः करणाश्रयिण कार्याश्रयिणश्च कलिलाद्याः ॥ ४३ ॥**

ધર્મ વગેરે સાસિદ્ધિક ભાવો તે પ્રાકૃતિક ઉપરાંત જ બધા વૈકૃતિ પણ છે એ ભાવો કરણાશ્રિત પણ છે અને કલિલ વગેરે ભાવો શરીરાશ્રિત પણ છે

અર્થાત્ આ કારિકામા ક્યા નિમિત્તમાથી કયુ નૈમિત્તિક થાય છે તે બતાવે છે ધર્મ, અધર્મ, જ્ઞાન, અજ્ઞાન, વૈરાગ્ય અવૈરાગ્ય, ઐશ્વર્ય, અનૈશ્વર્યરૂપી ભાવો છે, તે જ નિમિત્તરૂપ છે અને તે ભાવો કરણાશ્રિત છે કરણ એટલે-બુદ્ધિસત્વ આ ધર્મ અધર્મ વગેરે નિમિત્તો—ભાવોના બે પ્રકાર છે સ્વભાવસિદ્ધ અને પુરુષ પ્રયત્નથી સિદ્ધ થાય તેવા તે પૈકી જે સ્વભાવે જ સિદ્ધ હોય તેને પ્રાકૃતિક ભાવો કહે છે એનુ મોટુ ઉદાહરણ તે કપિલમુનિ પોતે જ છે જન્મતાવેંત એ ધર્મજ્ઞાન વૈરાગ્ય ઐશ્વર્યથી સપન્ન હતા। ઉપાયથી સિદ્ધ થનારા ભાવોમા દૃષ્ટાન્ત છે વાલ્મીકિનુ એ પુરુષ પ્રયત્ને પાપવિમાથી પરમ ઋષિ બન્યા। એ જ પ્રમાણે અધર્મ વગેરેના ઉદાહરણો ગોતી લેવા ઘટ્યા. આ બધા ભાવો ક્યા વસ્તા જોવામા આવે છે? તો કરણમા અને કાર્યમા વસતા જોવામા આવે છે ધર્મ અધર્મ વગેરે ભાવો કરણ એટલે કે બુદ્ધિમા જોવામા આવે છે કલલ વગેરે ભાવો—સ્થૂલભાવો શરીરાશ્રયે જોવામા આવે છે કલલ બુદ્બુદ, માસ, પેશી, કરડ, અગ પ્રત્યગનો વ્યૂહ વગેરે ગર્ભસ્થ શરીરને આશ્રયે જોવા મળે છે અને જન્મેલા જન્તુના શરીરમા બાલ્ય, કૌમાર, યૌવન, જરા વગેરે ભાવો જોવામા આવે છે કલલ એટલે માતાપિતાના રજોવીર્યનો મિશ્રીભાવ બુદ્બુદ એટલે રજોવીર્યનુ વર્તુળભવન. માસ તેમનો ઘન ભાવ. પેશી એટલે માસનો કોશભાવરૂપ ભાગ, કરડ એટલે એ પેશી કરતા પણ કઠણતર વિભાગ શરીરનુ સર્વથા પૂર્ણત્વ એટલે અગ પ્રત્યગ વ્યૂહ બાલ્ય વગેરે ભાવો તો પ્રત્યક્ષ જોવા મળે છે ॥ ૪૩ ॥

નિમિત્ત એટલે શુ અને નૈમિત્તિક એટલે શુ—એ તો જાણી ચૂક્યા પણ ક્યા નિમિત્તમાથી કયુ નૈમિત્તિક ઉપજે છે એ જાણવુ રહ્યુ—આથી હવે કહે છે—

**धर्मेण गमनमूर्ध्वं गमन अधस्तात् भवत्यधर्मेण ।**
**ज्ञानेन चापवर्गो विपर्ययाद् इष्यते बन्धः ॥ ४४ ॥**

एषः प्रत्ययसर्गो विपर्ययाशक्तितुष्टिसिद्ध्याख्यः ।
गुणवैषम्यविमर्दात् तस्य च भेदास्तु पंचाशत् ॥ ४६ ॥

આ વિપર્યય, અશક્તિ, તુષ્ટિ અને સિદ્ધિ નામનો બુદ્ધિનો સર્ગ-(સર્જન) છે. ગુણોની વિષમતાના વિમર્દને લઈને તેના પચાસ ભેદો પડે છે

અર્થાત્ સમાસમાં-ટૂંકામાં કહીએ તો બુદ્ધિનો આ સર્ગ છે એટલે કે બુદ્ધિનું આ સર્જન છે. વિપર્યય, અશક્તિ, તુષ્ટિ અને સિદ્ધિ એ સમાસમાં એનું નામ છે. વિપર્યય એટલે અજ્ઞાન. એ બુદ્ધિનો જ ધર્મ છે. ઇન્દ્રિયોની વિકલતામાંથી જન્મતી અશક્તિ પણ બુદ્ધિધર્મ જ છે તુષ્ટિ અને સિદ્ધિનું આગળ વર્ણન આવનાર છે. તે પણ બુદ્ધિના જ ધર્મો છે. વિપર્યય, તુષ્ટિ અશક્તિમાં, જ્ઞાનને છોડીને બાકીના બીજા સાતનો સમાવેશ થાય છે. જ્ઞાનનો સિદ્ધિમાં સમાવેશ થાય છે. ગુણોની ન્યૂનતા કે અધિકતાને લઈને થતો જે વિમર્દ તેને લઈને એના પચાસ ભેદો થાય છે. ગુણોની સામ્યાવસ્થાનો ભંગ એટલે તેમની ન્યૂનાધિકતાનો સ્વીકાર અને ગમે તે એકના ઉદ્રેક વખતે બીજા બેનો અભિભવ હોય છે. એ અભિભવ પણ વારાફરતી જુદી જુદી કક્ષાનો હોય છે. આને જ એનો-ત્રિગુણનો વિમર્દ કહેવામાં આવે છે. એને લીધે એના પ્રત્યય સર્ગના પચાસ પેટા વિભાગો થાય છે. એ આગળ આવનારા છે. ॥ ४६ ॥

એ પચાસ ભેદોને વર્ણવતાં કહે છે:—

पञ्चविपर्ययभेदाः भवन्त्यशक्तिश्च करणवैकल्यात् ।
अष्टाविंशतिभेदा तुष्टिः नवधाऽष्टधा सिद्धिः ॥ ४७ ॥

*વિપર્યયના પાંચ ભેદો છે, ઇન્દ્રિયોની વિકલતાને લઈને અશક્તિ અઠ્ઠાવીસ પ્રકારની છે નવ પ્રકારની તુષ્ટિ છે અને આઠ જાતની સિદ્ધિ છે.*

અર્થાત્ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને મરણત્રાસરૂપી પાંચ વિપર્યયના —અજ્ઞાનના ભેદો છે. અનુક્રમે એને તમ, મોહ, મહામોહ, તામિસ્ત્ર અને અંધતામિસ્ત્ર પણ કહે છે. ક્રમવાર એ બધાંનું વર્ણન હવે પછી આવનારું છે. ॥ ४७ ॥

હવે પાંચ વિપર્યયના જે ભેદો તેના પેટા ભેદોનું વર્ણન કરતાં કહે છે—

भेदस्तमसः अष्टविधः मोहस्य च दशविधो महामोहः ।
ता मिस्रोऽष्टादशधा तथा भवति अन्धतामिस्रः ॥ ४८ ॥

તમસ્-અવિદ્યાના આઠ ભેદો છે. અને મોહના પણ આઠ ભેદ છે. મહામોહ દશ પ્રકારનો છે. અને તામિસ્ર તથા અંધતામિસ્રના અઢાર ભેદો છે.

અર્થાત્ અવિદ્યા, અસ્મિતા, રાગ, દ્વેષ અને અભિનિવેશનાં તમસ્ વગેરે બીજાં નામો છે અવ્યક્ત, મહત્, અહંકાર અને પંચતન્માત્રાઓમાં આત્મબુદ્ધિ તે જ તમસ્—અવિદ્યા છે. આઠ વિષયોને લગતો એ તમસ્ હોઇને એને આઠ પ્રકારનો કહ્યો.

દેવો વગેરે આઠ પ્રકારના અણિમાદિ ઐશ્વર્યના અભિમાની હોય છે એઓ એ ઐશ્વર્યને પોતાનું અને સનાતન રહેનારું માને છે આ માન્યતા ખોટી છે એ માન્યતાના પણ અણિમાદિ આઠ ભેદો હોઈને એ અસ્મિતારૂપી મોહના આઠ પ્રકાર છે

મહામોહ દશ જાતનો છે અર્થાત્ પાંચ વિષયો દિવ્યાદિવ્યના ભેદે દશ પ્રકારના થતા હોઇને એમાં જે આસક્તિ તેને મહામોહ કહેવામા આવે છે દિવ્યાદિવ્ય ભેદે દશ એના પ્રભેદો હોઈને એ દશ પ્રકારનો છે

ઉપરાન્ત તામિસ્ર એટલે દ્વેષ તે ૧૮ પ્રકારનો. દશ વિષયો સ્વરૂપે રંજનીય છે આઠ પ્રકારનું અણિમાદિ ઐશ્વર્ય સ્વરૂપે રંજનીય નથી પણ વિષય પ્રાપ્તિના એ ઉપાયો હોઈને રંજનીય છે તે જો પરસ્પર હણાય તો કોપનીય થઈ પડે. દેવો પાસે આ અઢારે પ્રકારનો તામિસ્ર હોય છે એઓને દૈત્યો દ્વારા તેમનો રખે નાશ થાય એવો હમેશા ભય રહે છે આ ભય તે જ અભિનિવેશ અગર તો અંધતામિસ્ર. આમ એકંદરે એક અજ્ઞાન બાસઠરૂપે વિચરતુ જોવામાં આવે છે કાંઈ જુલમનો પાર ? ॥ ૪૮ ॥

આમ પાંચ વિપર્યયના બાસઠ ભેદો કહ્યા. હવે અઠ્ઠાવીસ પ્રકારની અશક્તિનું વર્ણન કરતા કહે છે —

एकादशेन्द्रियवधाः सहबुद्धिवधैः अशक्तिः उद्दिष्टा ।
सप्तदशवधा बुद्धेः विपर्ययात् तुष्टि सिद्धीनाम् ॥ ४९ ॥

અગીઆર ઈન્દ્રિયોના વધ છે બુદ્ધિના વધો સહિત અશક્તિ અહીં ઉદ્દિષ્ટ છે તુષ્ટિ અને સિદ્ધિના ઉલટાપણાને લઈ બુદ્ધિના સત્તર વધો છે

અર્થાત્ એકંદરે અઠ્ઠાવીસ જાતની અશક્તિઓ છે તે પૈકી કેટલીક ઇન્દ્રિયોના દોષને લઇને હોય છે કેટલીક બુદ્ધિની સ્વરૂપે અશક્તિ છે ઈન્દ્રિયો દ્વારા આવતી અશક્તિ અગીઆર જાતની છે બુદ્ધિની સ્વરૂપે અશક્તિ સત્તર પ્રકારની છે બે મળીને અઠ્ઠાવીસ જાતની અશક્તિ માનવામા આવે છે બહેરાપણુ કાનની, ત્વક્રોગ ચામડીની, અંધાપો આંખની, જડતા જીભની, સૂંઘવાની અશક્તિ નાકની, મૂંગાપણુ વાણીની ઠૂંઠાપણુ હાથની, લંગડાપણુ પગની, નપુંસકપણુ જનનેન્દ્રિયની અને

મહામત્રનો અવરોધક ગુદાવર્ત એ ગુદાની મન્દતા મનની, ઇન્દ્રિયો દ્વારા અગીઆર રીતે બુદ્ધિ વિકલ અને અશક્ત બની જાય છે. ઉપરાંત સત્તર દોષો બુદ્ધિના સ્વરૂપે હોય છે. અને તે તુષ્ટિ અને બુદ્ધિના ઉલટાપણાને લઈને. તુષ્ટિ નવ જાતની અને સિદ્ધિ આઠ પ્રકારની છે. એ બે મળીને સત્તરનો આંકડો છે. તુષ્ટિ અને સિદ્ધિના વિપર્યય-એ બુદ્ધિની અશક્તિ જ છે. એ તુષ્ટિ, સિદ્ધિનાં આગળ વર્ણન આવશે. આમ માણસને છેવટે બુદ્ધિની જ અઠ્ઠાવીસ પ્રકારની અશક્તિઓ પજવી શકે છે. ॥ ૪૯ ॥

તુષ્ટિ નવ પ્રકારની છે એમ કહ્યું તેની હવે ગણના કરતાં કહે છે.—

**आध्यात्मिकयश्चतस्रः प्रकृत्युपादानकालभागाख्याः ।**
**बाह्या विषयोपरमात् पञ्च च नवतुष्टयोऽभिमताः ॥ ५० ॥**

પ્રકૃતિ ઉપાદાન, કાલ અને ભાગ નામની ચાર આધ્યાત્મિક અને પાંચ વિષયોમાં ઉપરામરૂપી પાંચ બાહ્ય મળીને એકંદરે નવ તુષ્ટિઓ છે

અર્થાત્ પ્રકૃતિથી ભિન્ન આત્મા છે, એ જાણ્યું. પણ એ જાણ્યા પછી શ્રવણ મનન વગેરે દ્વારા એ આત્માના વિવિક્ત દર્શન માટે જે યત્ન ન કરે તેવા જીવને ચાર પ્રકારની આધ્યાત્મિક તુષ્ટિઓ થાય છે. પ્રકૃતિથી ભિન્ન આત્માને ઉદ્દેશીને થતી હોઈને એમને આધ્યાત્મિક એવું નામ મળે છે. એ ચારને પ્રકૃતિ, ઉપાદાન, કાલ અને ભાગ્ય-કહે છે

વિવેક સાક્ષાત્કાર એ પ્રકૃતિનો જ પરિણામવિશેષ છે અને પ્રકૃતિ જ તેને છેવટે સંપાદિત કરી આપે છે. માટે તેને માટે ધ્યાન અભ્યાસ કરવાની ખાસ જરૂર નથી માટે છે તેમનું તેમ ચાલવા દે-આવી જાતનો ઉપદેશ સાંભળી શિષ્ય આળસનો ઈજારદાર થાય તો એ પ્રકૃતિ નામની તુષ્ટિ ગણાય. એનું બીજું નામ 'अंभस्' છે. સંસારમાં ડુબાડી દેતી હોઈને એને અંભસ્ નામ મળ્યું છે.

વિવેકખ્યાતિ પ્રાકૃતિક છે. જ્યાં ફક્ત પ્રકૃતિથી જ તે પેદા થતી નથી. એને માટે તો સંન્યાસી થવું પડે! સંન્યાસી થવાથી એ મળે. માટે ધ્યાનાભ્યાસની આવશ્યકતા નથી, બાવા બનવાની ખરી આવા ઉપદેશે જે તુષ્ટિ થાય તે ઉપાદાન તુષ્ટિ કહેવાય. એનું બીજું નામ છે 'सलिलम्:' પાણીમાં જેમ સરકયું જ જવાય તેમ આવી મનોદશાથી સંસારમાં સરકાયા જ કરાય. તેથી એવું નામ છે.

ત્રીજી તુષ્ટિનું નામ છે કાલ એને 'ओघ' પણ કહે છે. પ્રવ્રજ્યા-સંન્યાસ પણ તત્કાળ નિર્વાણ આપતી નથી. તે પણ કાળના પરિપાકની અપેક્ષા રાખે છે. અને ઉતાવળે આંબા પાકે નહીં માટે ઉતાવળ થવાની જરૂર નથી. આવું ઉપદેશવચન સાંભળીને જે તુષ્ટિ જન્મે તે કાલ નામની તુષ્ટિ કહેવાય

ઊહ એટલે તર્ક એટલે કે પરીક્ષણ. અર્થાત્ વિષયને લગતા સંશય, પૂર્વપક્ષનું ઉત્તર પક્ષ દ્વારા વ્યવસ્થાપન અર્થાત્ સાધક બાધક યુક્તિઓ દ્વારા વિષયને લગતા સમ્યગ્જ્ઞાનનું વ્યવસ્થાપન એટલે ઊહ—એને જ 'મનન' કહે છે તારતાર એનું બીજું નામ છે

અને પોતાનું મનન માણસને ત્યા સુધી વિશ્વાસજનક નથી થતું જ્યા સુધી કોઈ સમાનધર્માની તેમા સમતિ ન મળે આથી એવા કોઈ સમાનધર્માની પોતે નક્કી કરેના અર્થ અંગે સમતિ મળે તો તેવો સમાનધર્મા એ સુહૃત્ છે. એવાની પ્રાપ્તિ તે સુહૃત્પ્રાપ્તિ છે એને 'રમ્યક' પણ કહેવામા આવે છે

અને દાન એટલે વિવેકશુદ્ધિ. દૈપશોધને ધાતુ ઉપરથી દાન શબ્દ નીપજે છે વિવેકજ્ઞાનની શુદ્ધિ એટલે વાસના, સશય અને ઊલટા જ્ઞાનથી અસ્પૃષ્ટ એવા વિવેકજ્ઞાનનો સ્વચ્છ પ્રવાહ એ શુદ્ધિ દીર્ઘકાળ નિરન્તર, આદરપૂર્વક સેવાયેના અભ્યાસ વિના આવી શકતી નથી આથી દાનમા તેનો પણ સમાવેશ સમજવો આ છે પાચમી સિદ્ધિ. એને 'સદામુદિત' પણ કહેવામા આવે છે

અને દુ ખત્રયના નાશરૂપી ત્રણ મુખ્ય સિદ્ધિઓને પ્રમોદ મુદિત, મોદમાન પણ કહેવામા આવે છે

આમ આ બુદ્ધિના સર્જનમા સિદ્ધિ પ્રાપ્ત કરવા જેવી છે અને સિદ્ધિના અતરાયરૂપ વિપર્યય અશક્તિ અને તુષ્ટિ નિવારવા યોગ્ય છે આથી સિદ્ધિનો અકુશ છે આગના ત્રણનો જૂથનો એમ કહ્યુ છે એ ત્રણને વિપર્યય-તુષ્ટિ અને અશક્તિ છે સિદ્ધિના એ થતુ છે આથી સિદ્ધિની આકાક્ષાવાળો વિપર્યય, અશક્તિ અને તુષ્ટિના પાશમા ન ઘેરાય. ॥ ૫૧ ॥

અહીં આ શકા ઉપજી શકે સૃષ્ટિ પુરુષાર્થ માટે પ્રયુક્ત છે એ પુરુષાર્થ કો તો બુદ્ધિના સર્ગથી કે ક્યા તો તન્માત્રના સર્ગથી સિદ્ધ થાય બન્ને સર્ગની એમા ક્યા જરૂર રહી ? આ પ્રશ્નનો ઉત્તર આપતા કારિકાકાર કહે છે—

**न विनाभावैः लिंगं न विनालिंगेन भावनिर्वृत्तिः ।**
**लिंगाख्यो भावाख्यः तस्मात् द्विधा प्रवर्तते सर्गः ॥ ५२ ॥**

લિંગ ભાવ વિના હોઈ શકતુ નથી અને ભાવ લિંગ વિના હોઈ શકતો નથી આથી લિંગ અને ભાવ એમ બન્ને પ્રકારનો સર્ગ પ્રવૃત્ત થાય છે

અર્થાત્ અહીં લિંગ અને ભાવ પારિભાષિક શબ્દો છે લિંગ તન્માત્રના સર્ગનુ સૂચક છે ભાવ બુદ્ધિના સર્ગનો સૂચક છે કહેવાનો આશય આ છે પ્રત્યયબુદ્ધિ સર્ગ વિના તન્માત્ર સર્ગની પુરુષાર્થ સાધવા કે સ્વરૂપ સિદ્ધ થવ

અર્થાત્ ઈશ્વર ચર્ચાનો વિષય નથી. અનુભવનો છે. આથી સાંખ્ય શાસ્ત્ર નિરીશ્વરવાદી છે એમ કોઈ ન માને. એ જે સીમા ઉપર જીવને છોડે છે તે સીમાથી જ ઈશ્વરનો પ્રદેશ શરૂ થાય છે. જ્યાં સાંખ્ય આપણને લઈ જાય છે ત્યાંથી એક જ કદમ આગે ઈશ્વર છે. આથી ઈશ્વરવિષયક સાંખ્યનું મૌન ખૂબ સૂચક છે. એ સૂચવે છે કે પરમાત્મા અનુભવવાની ચીજ છે. વાણી અને મન બંનેને અગોચર છે, આથી એ અનિર્વચ છે અને અનિર્વચનો વ્યાપાર અનુભવની ભૂમિકાએ જ હોઈ શકે છે. આથી સાંખ્ય પ્રકૃતિને જ મૂળ કારણ તરીકે વર્ણવી તેની ઊંચામાં ઊંચી ભૂમિકા સુધી જીવને લઈ જઈ ત્યાંથી તેને સચ્ચિદાનંદના અગાધ અસીમ સમુદ્રમાં ધીરેથી ધક્કો મારી મૂકે છે અને આ કારણે કાર્યકારણની ચર્ચા અંગે એ મને પ્રકૃતિને જ ઉત્પત્તિનું કારણ કહેલી છે અને હવે પછી આવતી થોડી કારિકાઓમાં આ મૂળ વસ્તુ ધ્યાનમાં ન રહેશે તો સાંખ્ય નિરીશ્વરવાદી છે એવી જે સમાજ અને પંડિતોમાં ભ્રમ પ્રસર્યો છે તેના આપણે પણ ભોગ થઈ પડીશું. અસ્તુ.

આ આખી સૃષ્ટિ પ્રકૃતિની જ કરેલી છે. ચેતન પરમાત્મા એમાં માથું મારતો નથી. કારણ કે ચિતિશક્તિ પરિણામિની નથી. અને તે નિષ્ક્રિય હોઈને ઈશ્વર તેનું અધિષ્ઠાન પણ સ્વીકારતો નથી. માટે શાસ્ત્રમાં કહ્યું છે પ્રકૃતિ તે પ્રકૃતિ જ. જગતનું મૂળ છે. પણ પ્રકૃતિમાતા ભારે કરુણામયી છે. સ્વાર્થે જેટલી સક્રિયતા હોઈ શકે તેથી પણ વધારે સદ્ભાવનાથી પ્રકૃતિમાતા આ સત્કર્મ કરે છે. પરોપકાર એનો સ્વભાવ છે અને એને પર એટલે પુરુષ. પુરુષને માટે જ એ પ્રવર્તે છે. ગમે તેટલો સમય જાય—તેની પરવાહ કર્યા સિવાય એ પ્રત્યેક પુરુષની મુક્તિને માટે પ્રવૃત્ત થઈ છે। જેને એણે મોક્ષ પીરસ્યો તેની સમક્ષ એ પછી ટકતી નથી પણ બાકીના બધાયને ભોગાપવર્ગનો રસથાળ પીરસવાનું એ એક માત્ર પરોપકારી કર્તવ્ય કરે છે. ઉપકાર કરનારનો ઉપકાર કરવાનું આમરણ વ્રત લઈને બેઠી છે. ઉપકાર લેનારે ક્યાં સુધી પરોપકાર ઉપર જીવવું એ પ્રશ્ન છે। ઉપકાર લેનારો જ્યારે નિશ્ચય કરે કે હવે પરોપકારે કે પરાને નથી જીવવું ત્યારે એ તે લેતા અટકે. માટે આ કારિકાનું આ રહસ્ય પ્રિય! તારા અંતરમાં વસજો. ॥ ૫૬ ॥

આ મર્મભરી વાત જેના અંતરમાં નહીં ઠરે એવો કોઈ જીવ અહીં શંકા કરી શકે કે સ્વાર્થે કે પરાર્થે, પ્રવૃત્તિ તો ચેતનની હોઈ શકે અને પ્રકૃતિ તો જડ રહી। આથી પ્રકૃતિનો અધિષ્ઠાતા કોઈ હોવો જ જોઈએ। અને અલ્પજ્ઞ અને અને અલ્પશક્તિ ક્ષેત્રજ્ઞ તેનો અધિષ્ઠાતા હોઈ શકે નહીં—માટે સર્વજ્ઞ કર્તા એવો કોઈ પ્રકૃતિનો અધિષ્ઠાતા હોવો જ જોઈએ. આ શંકા શંકા તરીકે અમાન્ય છે

પુરુષનો મોક્ષ અને આથી જ તે પ્રગટ થાય છે જે કેવળ પરાર્થ જોવા શકાય છે એવું અનુભવી શક્યો નથી તે આ રહસ્યમય સિદ્ધાન્તને સમજવામાં ગોથાં ખાયા જ કરશે. ક્રિયામાં પ્રવૃત્તિ ઉત્સુકતાની નિવૃત્તિ માટે લોકો કરે છે, તેમ પ્રકૃતિનો સ્વાર્થ છે પુરુષ મોક્ષ. એ જ એની ઉત્કંઠા છે એની નિવૃત્તિ માટે એ પ્રવર્તે છે ॥ ૫૮ ॥

આમ પુરુષાર્થ જ પ્રકૃતિનો પ્રેરક છે પણ પ્રકૃતિની નિવૃત્તિ કયા પ્રયોજને થાય છે? અર્થાત્ પુરુષાર્થ પોષતી પ્રકૃતિ એ કાર્યમાંથી ક્યારે ફારેગ થાય છે? જવાબ આપતાં કહે છે—

**रंगस्य दर्शयित्वा निवर्तते नर्तकी यथा नृत्यात् ।**
**पुरुषस्य तथाऽऽत्मानं प्रकाश्य विनिवर्तते प्रकृतिः ॥ ५९ ॥**

પરિષદ્‌ને પોતાનો નાચ બતાવીને જેમ નાચનારી નૃત્યમાંથી નિવૃત્ત થાય છે તેમ પુરુષની સમક્ષ પોતાના આત્માને પ્રકાશિત કરી પ્રકૃતિ નિવૃત્ત થાય છે

અર્થાત્ પ્રકૃતિની નિવૃત્તિ પુરુષના પૂર્ણ પ્રકૃતિ દર્શન ઉપર અવલંબે છે નર્તકીનું તો દૃષ્ટાન્ત માત્ર છે પોતાની સમગ્ર કળા દ્રષ્ટાઓ સામે રજૂ કરી જેમ યથાકાળે નાચનારી નિવૃત્ત થાય, તેમ પ્રકૃતિ પોતાનું આન્તરબાહ્ય પૂર્ણ સ્વરૂપ પુરુષને પુરું બતાવી નિવૃત્ત થાય છે બાહ્ય સ્વરૂપ એટલે ભોગ આન્તર સ્વરૂપ એટલે મોક્ષ અર્થાત્ ભોગ અને મોક્ષના દાન કરી પ્રકૃતિ પ્રયોજન પૂરું થતાં નિવૃત્ત થાય છે

અસ્તુ માનીએ છીએ કે પ્રકૃતિ પુરુષાર્થે જ પ્રવર્તે છે તો પુરુષના ઉપર ઉપકાર કરનારી પ્રકૃતિને કાંઈ બદલો લાભ–પારિતોષિક મળે કે નહીં? એ તો કૃતે ચ પ્રતિકર્તવ્યનો ધર્મ માત્ર છે અને જો એને કંઈ મળતું હોય અગર એ કાંઈ લેતી હોય તો પછી એની પ્રવૃત્તિ પરાર્થ ન મણાય! ઉત્તર દેતા કહે છે—

**नानाविधैः उपायैः उपकारिणी अनुपकारिणः पुंसः ।**
**गुणवती अगुणस्य सतः तत्कार्यं अपार्थकं चरति ॥ ६० ॥**

અનેક પ્રકારના ઉપાયો દ્વારા, અનુપકારી, નિર્ગુણ પુરુષના ઉપર આ ગુણવતી ઉપકારકારિણી પ્રકૃતિ તેનું કાર્ય નિઃસ્વાર્થભાવે જ કરતી જાય છે

અર્થાત્ આ કારિકા ધ્વન્યાર્થથી ભરેલી છે એનો વ્યવહારિક અને સૈદ્ધાન્તિક અર્થ સુંદર છે પુરુષ–નિર્ગુણ છે એટલે કે અકૃતજ્ઞ છે અને સ્વરૂપે ગુણ ત્રિગુણના વેધ વિનાનો છે પ્રકૃતિ ગુણવતી–ત્રિગુણાત્મિકા અને ગુણિયલ છે પ્રકૃતિ ઉપકારક છે પણ સામા માણસની આશા વિના ઉપકાર કર્યે જ જાય છે પુરુષ

ઉપકાર લેવામાં જ સમજે છે સામો કરવામાં એ માનતો જ નથી! નગુણો છે ને? આવા પુરુષ ઉપર પણ પ્રકૃતિ પ્રેમની મારી વિના સ્વાર્થે ઉપકાર કર્યે જ જાય છે બીચારી પ્રકૃતિ! પ્રેમના મૂલ્ય ચૂકવે છે ને? આવો ધ્વનિ ઉચિત છે ॥૬૦॥

આગળ કારિકામાં પ્રકૃતિને નર્તકી સાથે સરખાવી! પણ નર્તકી તો એક વખત નિવૃત્ત થાય પછી જોનારના આગ્રહભર્યા કૌતુકને વશ રંગભૂમિ ઉપર ખેંચાતી હોય તો પાછી આવે! પ્રકૃતિ એવું કરે ખરી?

**प्रकृतेः सुकुमारतर न किञ्चिदस्ति इति मे मतिर्भवति ।**
**या दृष्टास्मीति पुनः न दर्शनमुपैति पुरुषस्य ॥ ६१ ॥**

પ્રકૃતિ કરતાં વધુ સુકુમાર કોઈ હોય એમ હું માનતો નથી એ પ્રકૃતિ 'અરે હું જોવાઈ ગઈ' એમ એને લાગતાં પુરુષના દર્શનમાં પાછી કદી આવતી નથી

આ કારિકા પણ સુકુમારભાવથી ભરપૂર છે પ્રકૃતિ કરતાં વધારે સુકુમાર તો કોઈ ચીજ નથી. અહીં સુકુમારતા એટલે અતિ કોમળતા અર્થાત્ પર પુરુષ દર્શનની અસહિષ્ણુતા. કુલવધૂ સૂર્ય માટે પણ દુર્દર્શના હોય છે લજ્જાળુતાને લઈને મંદ ગતિ હોય છે એવી કુલવધૂનો અંચળો પ્રમાદે સરકી પડે ને તેને જો કોઈ પર પુરુષ જોઈ જાય તો તે મારી સંકોચની અદૃશ્ય જ થઈ જાય! કુલવધૂ આવી હોય. પ્રકૃતિ તો કુલવધૂ કરતાં પણ વધારે લજ્જાળુ એને જો વિવેકે કોઈ અંતર્મુખ જોઈ જાય તો તે પાછી કદી દર્શન દેતી નથી અર્થાત્ વિવેકખ્યાતિની સ્થિર ભૂમિકા થતાં પ્રકૃતિનું કાર્ય ખતમ થતું હોઈને પુરુષ સમક્ષ પાછું આવવાની કોઈ જરૂર રહેતી નથી! અને આથી તે કેવળની જ લીન થઈ જાય છે ॥ ૬૧ ॥

* * *

(૬૭)

આ કારણે આ શંકા ઉદ્ભવે. પુરુષ નિર્ગુણ છે આથી અપરિણામી છે તો એવા પુરુષનો મોક્ષ કેવી રીતે થાય? કારણ કે મોક્ષ તો બંધન હોય તો થાય ને? અપરિણામી પુરુષને વાસના સહિત ક્લેશ, કર્મ, આદિરૂપી બંધ જ ન શમાય. અને આથી એને સંસાર પણ ન જ ઘટી શકે? નિષ્ક્રિય પુરુષને દેહાન્તરની કે લોકાન્તરની પ્રવૃત્તિ ક્યાંથી હોય? અને આથી પુરુષના મોક્ષ માટે પ્રકૃતિ પ્રવર્તે છે એમ કહેવું એ યોગ્ય નથી! આ આશંકાનો જવાબ આપતાં કહે છે—

**तस्मात् न बध्यते नापिमुच्यते नापि संसरति कश्चित्।**
**संसरति बध्यते मुच्यते च नानाश्रया प्रकृतिः ॥ ६२ ॥**

તેથી કોઈ બંધાતો નથી નથી તો છૂટતો નથી તો સંસારમાં સરકતો! અનેક આશ્રયે રહેલી પ્રકૃતિ જ સરે છે, બંધાય છે, મુક્ત થાય છે!

અર્થાત્ આ કારિકા તત્ત્વજ્ઞાનનો અર્ક છે શંકા કરનાર જે કહેવા માગે છે તે જ તત્ત્વજ્ઞાનીઓનો પણ એકરાર છે પણ પૂર્વપક્ષીને મુખે જ ઉત્તરપક્ષનો સિદ્ધાંત કહેવરાવામાં ઉડાણ છે માટે જ પુરુષને સંસાર, બંધન કે મોક્ષ હોતો નથી જ તે તો સદાય શુદ્ધ, બુદ્ધ, મુક્ત, સ્વભાવ જ છે! પ્રકૃતિ જ નાનારૂપે સરે છે, બંધાય છે, મુક્ત થાય છે પ્રકૃતિનો સંસાર, બંધન, મોક્ષ પુરુષના ઉપર લાદવામાં આવે છે, જે સિપાઈનો જય પરાજય જેમ રાજા ઉપર તેમ પ્રકૃતિના આ બધા ખેલ પુરુષ સાંપણુને લઈને પોતાના ઉપર કરી લે છે આમ ભોગ અને અપવર્ગ પણ પ્રકૃતિનાં જ તેઓને પુરુષ ઉપર આરોપિત કરવામાં આવે છે એ જ તત્ત્વજ્ઞાન છે ॥ ૬૨ ॥

સંસાર, બંધ, મોક્ષ, પ્રકૃતિના જ છે એ જાણ્યું પુરુષ ઉપર તે આરોપવામાં આવે છે એ સમજાયું, પ્રકૃતિ શાને ક્યા સાધનો બંધન અને મોક્ષના છે? કહે છે—

**रूपैः सप्तभिः एव तु बध्नाति आत्मानआत्मना प्रकृतिः ।**
**सैव च पुरुषार्थं प्रति विमोचयत्येकरूपेण ॥६३॥**

પુરુષાર્થ માટે પ્રકૃતિ પોતાને પોતાના જ સાત રૂપે બાંધે છે તે પોતે જ પોતાને એકરૂપે છોડાવે છે

અર્થાત્ ધર્મ, અધર્મ વગેરે આઠ ભાવો પૈકી એક તત્ત્વજ્ઞાનને છોડીને બાકીના સાતરૂપે પ્રકૃતિ પોતે જ પોતાને બાંધે છે અને તે પુરુષાર્થ છે આ સાતમાં ભોગરૂપી પુરુષાર્થનો સમાવેશ થાય છે. વળી તે જ પ્રકૃતિ તત્ત્વજ્ઞાનરૂપી પોતાના રૂપે પોતાને પોતાના બંધનમાંથી છોડાવે છે! એટલે કે પાછી ભોગાપવર્ગ ધરતી નથી! આમ બધી ધમાલ જ પ્રકૃતિની છે, પ્રકૃતિમાં છે, પ્રકૃતિમાં છે, પ્રકૃતિને માટે છે પુરુષને માટે છે એ પોકળ ફૂટી જાય એટલે એનો ખુલાસો થાય! તત્ત્વજ્ઞાન એ પોકળ જ ફોડી નાખે છે! ॥ ૬૩ ॥

આવું તત્ત્વ તો જાણ્યું! પણ તેથી ફાયદો શો? કહે છે—

**एवं तत्त्वाभ्यासात् नास्मि नमे नाहमित्यपरिशेषम् ।**
**अविपर्ययाद् विशुद्धं केवलमुत्पद्यते ज्ञानम् ॥ ६४ ॥**

આમ તત્ત્વવિષયક જ્ઞાનના અભ્યાસથી હું નિષ્ક્રિય છું, (અગર તો હું પુરુષ છું) આથી જ મારૂં નથી, કર્તૃત્વ મારૂં નથી એ જાતનું સંપૂર્ણ, સંશય અને અજ્ઞાનથી ન અભડાયેલું જ્ઞાન ઉપજે છે

આ તાત્ત્વિક જ્ઞાનના સ્વરૂપનું અને કારણનું વ્યાખ્યાન કરતી હોવાથી ખૂબ ઉપયોગી છે. આમ તત્ત્વાભ્યાસથી જ્ઞાન ઉપજે છે. અભ્યાસ દીર્ઘકાળ નિરંતર અને આદરપૂર્વક હોવો ઘટે છે. એવા અભ્યાસના બળે જે જ્ઞાન નીપજે છે તે સત્ત્વ પુરુષની વચ્ચેનું ભેદજ્ઞાન છે. અર્થાત્ પ્રકૃતિ અને પુરુષની જે ભિન્નતા તે ભિન્નતાને વિષેનું એ જ્ઞાન છે. એ તાત્ત્વિક જ્ઞાન છે.

વળી એ તત્ત્વને વિષેનું જ્ઞાન વિશુદ્ધ છે. અજ્ઞાન અને સંશય જ્ઞાનનો મેલ છે. આ જ્ઞાન એવું મેલ નથી મળ્યું કે એ અવિપર્યય છે એટલે કે વિપર્યય એટલે કે અજ્ઞાન અને સંશયમુક્ત છે. તાત્ત્વિક હોઈને સંશયશૂન્ય છે. આત્મસાક્ષાત્ હોઈને વિપર્યય વિનાનું છે. આવું જ્ઞાન કેવળ છે એટલે કે અનાદિ મિથ્યાજ્ઞાનની વાસનાથી મ્લાન ન થાય એવું છે. તત્ત્વનો પક્ષપાત એ તો બુદ્ધિનો સ્વભાવ છે. આવું એ જ્ઞાન છે તો એનો આકાર શો?

એ જ્ઞાનમાં “નાસ્મિ ન મે નાહમ્” હોય છે. નાસ્મિ શબ્દ આત્મામાં ક્રિયામાત્રનો નિષેધ કરે છે. 'અસ્' 'ભૂ' 'કૃ' ધાતુઓ ક્રિયા સામાન્યના વાચક છે અને આથી નિશ્ચય, અભિમાન, સંકલ્પ, આલોચન વગેરે આંતરક્રિયાઓ અને બાહ્ય વ્યાપાર માત્ર આત્મામાં નિષિદ્ધ છે.

આથી જ 'નાહમ્' સિદ્ધ થાય છે. આત્મામાં વ્યાપાર ન હોઈને કર્તૃત્વ જ નથી. 'અહમ્' કર્તાનું સૂચક છે. 'હું જાઉં-ખાઉં-પીઉં' વગેરેમાં અહમનો જ ખ્યાલ—કર્તૃતાનો ખ્યાલ જ હોય છે.

આથી જ 'ન મે' ફળે છે. 'કરે તે ફળસ્વામી થાય' તે કર્તૃત્વ જ જ્યાં નથી ત્યાં સ્વામિત્વ મમત્વ ક્યાંથી સંભવે?

અગર તો 'નાસ્મિ' એટલે હું પુરુષ છું અને આથી અપરિણામી છું, અપ્રસવધર્મા હોઈને હું 'ન અહમ્' કર્તા નથી. અર્થાત્ તેને 'ન મે' મારે સ્વામિત્વ નથી એવો અર્થ પણ થાય. આ જ્ઞાન પરિપૂર્ણ છે. આ જાણ્યા બાદ એવું કશું જાણવાનું બાકી નથી રહેતું જેનાથી બંધન થાય. ॥ ૬૪ ॥

અને આવી જ્ઞાનના તત્ત્વ સાક્ષાત્કારથી શું સિદ્ધ થાય? કહે છે—

**तेन निवृत्तप्रसवामर्थवशात् सप्तरूपविनिवृत्ताम् ।**
**प्रकृतिं पश्यति पुरुषः प्रेक्षकवद् अवस्थितः स्वस्थः ॥ ६५ ॥**

તે જ્ઞાનને લઈને ચરિતાર્થ થયેલી અને વિવેકજ્ઞાનના બળે જેના સાત રૂપ નિવૃત્ત થયાં એવી પ્રકૃતિને, પ્રેક્ષકની પેઠે નિષ્ક્રિય અને સ્વસ્થ પુરુષ જુએ છે.

અર્થાત્ આ કારિકામાં જ્ઞાનનું ફળ વર્ણવ્યું છે. તત્ત્વના સાક્ષાત્કારને લઈને પ્રકૃતિ વંધ્યા થાય છે. ભોગ અને અપવર્ગ એ બેને તો પ્રકૃતિ જન્માવે છે. એ બન્ને જન્મી ચૂક્યા. આથી હવે એને કશું જન્માવવાનું બાકી રહ્યું નથી. આથી એનો પ્રસવ અટકી ગયો છે. અને પ્રસવ અટકી જતાં એ વંધ્ય બની છે. ઉપરાંત હવે એનો પરિપૂર્ણ જ્ઞાની જીવે ત્યાં સુધી એના અંતરમાં તત્ત્વજ્ઞાનના ઉગ્ર ભાવને લઈને એના—તત્ત્વજ્ઞાન સિવાયના જે ધર્મ અધર્મ વગેરે સાત ભાવો તે નિરાન થઈ જાય છે. હવે એ કેવળ જ્ઞાનરૂપી છે! ધર્માદિ સાતે ભાવો પણ અજ્ઞાનવિરુદ્ધ જ છે. આ પૂર્ણજ્ઞાની હોઈને હવે એ સાત ભાવો એના જીવનમાં શોધ્યા નહીં જડે. આવી પ્રકૃતિને અવસ્થિત અને સ્વસ્થ અગર તો સુસ્થ પુરુષ જોતો રહે છે! અર્થાત્ જ્ઞાનના પ્રભાવે આત્મા પોતાનાં અકર્તૃત્વનો સાક્ષાત્કાર કરી ચૂક્યો છે. આથી હવે એ નિષ્ક્રિય છે. અને રજોગુણી તમોગુણી બુદ્ધિનો હવે એને સંપર્ક નથી. આથી તે મોટે ભાગે સ્વસ્થ પણ ક્વચિત્ સુસ્થ એટલે કે સત્વગુણના સંપર્કમાં રહેનારો બને છે. અને આવો પુરુષ પ્રેક્ષકની પેઠ પ્રકૃતિને જોતો રહે છે! હવે એ નટ નથી. પ્રેક્ષક છે. નટ તરીકે હવે એની ભૂમિકા પૂરી થઈ. ત્યાં સુધી તો તે તે ભૂમિકના પાત્રોમાં એ તન્મય હતો. હવે પ્રેક્ષક હોઈને અતન્મય બને છે. તટસ્થ વર્તે છે. અનાસક્તિની અતિ ઉંચી ભૂમિકા ઉપર જ રહે છે હવે એ જ્ઞાનપ્રસાદ વિહારી થયો છે. ॥ ૬૫ ॥

*  *  *

(૨૮)

અહીં એક શંકા સંભવે. પ્રકૃતિ વંધ્યાવત્ થાય છે એ કેમ સહેવાય? પ્રસવ તો સંયોગથી થાય ને? અને અહીં પ્રકૃતિ પુરુષનો સંયોગ એટલે યોગ્યતા. પુરુષનું ચેતન એ જ ભોક્તૃત્વની યોગ્યતા છે પ્રકૃતિની જડતા એ જ તેની ભોગ્યત્વની યોગ્યતા છે. અને આવો જ્ઞાની હજી જીવતો હોઈને એ બંનેની તો નિવૃત્તિ નથી. આથી હજી એ બે વચ્ચે સંયોગ જીવતો હોઈને સંયોગજન્ય પ્રસવ કેમ ન થાય? આનું સમાધાન આપતાં કહે છે:—

दृष्टा मया इति उपेक्षकः एकः दृष्टाहं इत्युपरमति अन्या।
सति संयोगेऽपि तयोः प्रयोजनं नास्ति सर्गस्य ॥ ६६ ॥

'મેં જોઈ લીધી' એ કારણે એક-પુરુષ પ્રકૃતિનો ઉપેક્ષક હોય છે અને બીજી પ્રકૃતિ-'હું જોવાઈ ગઈ' એ ભાવે ઉપરામ પામે છે આથી સંયોગ હોય છતાં તેમના દ્વારા સંયોગનું કોઈ પ્રયોજન રહેતું નથી

અર્થાત્ જીવતો જ્ઞાની તેનો દેહ પડે ત્યાં સુધી તો વર્તમાનનો જ પણ તેટલા માત્રથી કશું અગત્યનું નથી. કારણ પુરુષ અને પ્રકૃતિ બન્ને એકબીજાથી હવે વિરામ પામી ગયાં છે પુરુષ એમ સમજે છે કે જોઈ લીધી મેં પ્રકૃતિને હવે એનામાં કશું જોવાનું બાકી જ નથી 'જોઈ લીધી' એટલે અનુભવી લીધી એના અનુભવના ભોગાપવર્ગરૂપી ફળ મેળવી લીધાં હવે વધુ એનામાં કંઈ જ નથી આથી તે એના પ્રત્યે ઉપેક્ષાબુદ્ધિ રાખનારો થઈ જાય છે અને પ્રકૃતિ લાજની મારી, હાયરે! આણે મને દિગંબર સ્વરૂપે જોઈ લીધી-એમ સમજીને સ્વયમેવ ઉપરામ પામે છે અને આ કારણે તે બન્નેનો યાવજ્જીવ સંયોગ રહે તો પણ પ્રસવ રહેતો નથી કારણ હવે પ્રસવનું પ્રયોજન જ નથી. સામગ્રી નથી. કારણ વિના તો કાર્ય ન બને. ભોગાપવર્ગ સુધી જ પ્રકૃતિની ચેષ્ટા હોય છે તે બંધ તેનો પ્રસવ થઈ શકતો નથી માટે જ્ઞાનની પરમ પ્રૌઢ અવસ્થામાં પ્રકૃતિ પુરુષની પ્રસવનશક્તિ જ કરમાઈ જાય છે! માટે ચિંતા ન કરી ઘટે. ॥ ૬૬ ॥

વળી શંકા ઉપજે છે શું મને કાંઈ અંકુશ થોડો જ હોય? જો તત્ત્વજ્ઞાનના સાક્ષાત્કારથી મુક્તિ મળતી હોય તો તત્ત્વજ્ઞાન થતાંની સાથે જ તેના તત્ત્વજ્ઞાનીનું શરીર પડી જવું જોઈએ અને જો શરીરપાત થાય તો વિના શરીરે પ્રકૃતિના પ્રેક્ષક પેરે દર્શન કેવી રીતે કરે? અને તત્ત્વજ્ઞાન છતાં જો તે મુક્ત ન થતો હોય તો તો તેના કર્મો ક્ષીણ ન થયાં હોય ને તેના-કર્મોના ક્ષયનો અવસર જ નથી! ભોગથી કર્મનો ક્ષય થશે એમ જો કહો તો તો તત્ત્વજ્ઞાન એ મોક્ષનું સાધન નથી અને આથી અત્યાર સુધીની બધી ચર્ચા વાંઝણી જ થાય! કારણ કે ભોગ દ્વારા ગણ્યા ગણાય નહીં એટલા કર્મોનો ક્ષય થાય અને તે પણ અનંત કાળે થાય, અને ત્યાર બાદ તેનો-પુરુષનો મોક્ષ થાય-ભાઈ! આ બધું તો શેખચલ્લીના મનોરથ જેવું ગણાય ને? આ-અતિ અગત્યના પ્રશ્નનો જવાબ વાગના ગ્રન્થકર્તા આપે છે કે-

सम्यक् ज्ञानाधिगमात् धर्मादीनां अकारण प्राप्तौ ।
तिष्ठति संस्कारवशात् चक्रभ्रमिवत् धृतशरीरः ॥ ६७ ॥

સમ્યક્ જ્ઞાનની પ્રાપ્તિને લઈને તેમજ ધર્મ વગેરે વગર થતાં હોઈને શરીર ધારણ કરનારો એવો તત્ત્વજ્ઞાની પૂર્વ સંસ્કારને લઈને કુંભારના ચાકની પેરે રહે છે

અર્થાત્ રાકામા ભોગ ભ્રમ જ કારણ છે સિદ્ધાન્ત તો એ છે કે અનાદિ હોય છતા જેને ફળવાનો કાળ નિયત ન હોય છતા, તત્ત્વજ્ઞાનનો ઉદય થતાંવેત કર્મ અને વાસનાઓના સમુદાયની પ્રજનનશક્તિ ડબાઇ જ જાય છે જમીન જેમ અકુર કાઢતુ નથી તેમ દગ્ધ થયેલ કર્માશય જાતિ, (જન્મ) આયુષ્ય અને ભોગરૂપી ફળને અસમર્થ નીવડે છે ક્લેશરૂપી પાણી જો સીંચાતુ હોય તો બુદ્ધિરૂપી ખેતરમા કર્મબીજરૂપી અકુરો ફૂટે. પણ તત્ત્વજ્ઞાનરૂપી ઉનાળાના પ્રખર તાપમા એ ક્લેશરૂપી સલિલ જ જ્યા સુકાઇ જાય ત્યા એવી ઉખરબુદ્ધિ ભૂમિમા વવાયેલા બીજો કેવી રીતે અકુરિત થાય? અર્થાત્ સચિત કર્મો જ્ઞાનપ્રભાવે બળી જાય. ક્રિયમાણ કર્મો અનાસક્તિથી થતા હોઇ લેપ કરવા અશક્ત નીવડે. હવે એક બાકી રહ્યા પ્રારબ્ધ કર્મ અને પ્રારબ્ધ કર્મ તો ભોગથી જ છૂટકો પણ જ્ઞાની પુરુષને એને ભોગવવાની ખરી રીત સાપડે છે! આથી પ્રારબ્ધનો પણ તેના ઉપર પ્રભાવ પડતો નથી. અને એવો પુરુષ તો કુભારના ચાકડા જેવો છે કુભારે એ ચક્રને ધકા નામનો સસ્કાર આપ્યો એને ચક્કર ચક્કર ફરવાની ગતિ આપી. પણ એ ગતિ આપતા જ્યા થભી જાય ત્યા તે જ ક્ષણે ચક્ર ફરતુ અટકી જતુ નથી. જ્યા સુધી એને આપેલો વેગ પૂરો ન થાય ત્યા સુધી ચક્ર એ પૂર્વ વેગના બળે ફરતુ રહે પણ ક્ષણે ક્ષણે એ વેગ શિથિલ બનતો જાય અને છેલ્લી ક્ષણે એ વેગ મટતા ચક્ર સ્થિર થઇ જાય. તેમ પ્રારબ્ધનો વેગ પૂરો થતા સુધી આ જ્ઞાની પણ ફરતો ફરતો માલૂમ પડે છે પણ ધીરે ધીરે એ નિષ્ક્રિય શાન્ત સ્થિર બનતો જાય છે અને એક પળ એવી આવે છે જ્યારે એ કેવલ બની જાય છે માટે તત્ત્વજ્ઞાન થતા તરત જ મરી જવુ જોઇએ એ બરાબર નથી. ઉપરાત સિદ્ધાન્તને કોઈ હાનિ પહોચતી નથી. અસ્તુ ॥ ૬૭ ॥

ત્યારે સસ્કારવશ સશરીર રહેતા એવા એ જ્ઞાનીની મુક્તિ ક્યારે? કહે છે—

**प्राप्ते शरीरभेदे चरितार्थत्वात् प्रधानविनिवृत्तेः ।**
**एकान्तिकमात्यन्तिकमुभय कैवल्यमाप्नोति ॥ ६८ ॥**

શરીરનુ પતન થતા ચરિતાર્થતાને લઈ પ્રધાનની નિવૃત્તિ થતી હોઈને એવો પુરુષ એકાન્ત અને સર્વથા એવી બન્ને રીતે કેવલ્યને પ્રાપ્ત કરે છે

અર્થાત્ પ્રારબ્ધનો ઉપભોગ પૂરો થતા એવા પુરુષનુ શરીર પડી જાય છે અને પ્રકૃતિ હવે તેને માટે ચરિતાર્થ છે અને ચરિતાર્થ હોઇને તેને પુન ભોગ કે અપવર્ગનુ પ્રયોજન ન રહેતુ હોઇ ને પ્રકૃતિ તેની આગળથી સદાને માટે વિરમ

લે છે. અને આથી તેઓ પુરુષ અવશ્યંભાવિ, અને અવિનાશી એવું ઉભય કૈવલ્ય પ્રાપ્ત કરે છે. અર્થાત્ દુઃખત્રયથી તે સદાને માટે મુક્ત હોઇને સ્વસ્થ પરમાનન્દ ભોગવતો રહે છે પ્રિય! આપણને એ સ્વસ્થ પરમાનન્દનો ઉપભોગ પ્રભુકૃપાએ સાંપડો–સૌને સાંપડો એટલી અંતરથી પ્રાર્થના કરીએ. કારણ કે પ્રભુકૃપાએ આ ઠેકાણે મૂળ શાસ્ત્ર પૂરું થાય છે. ॥ ૬૮ ॥

આમ પ્રમાણપૂર્વક શાસ્ત્રનું સમર્થન કર્યું. એમાં શ્રદ્ધાતિશય ઉત્પન્ન કરવા માટે આ શાસ્ત્ર પરમર્ષિ કપિલે રચ્યું છે એમ વિધાન કરતાં કહે —

**पुरुषार्थज्ञानमिदं गुह्यं परमर्षिणा समाख्यातम् ।**
**स्थित्युत्पत्तिप्रलयाः चिन्त्यन्ते यत्र भूतानाम् ॥ ६९ ॥**

આ ગુહ્ય પુરુષાર્થજ્ઞાન પરમઋષિ કપિલે કહ્યું છે જેને માટે પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને પ્રલય શાસ્ત્રકારો ચિંતવે છે.

અર્થાત્ સામાન્ય માનવના બોલ કરતાં ઋષિઓના વધારે શ્રદ્ધેય હોય છે કેમકે એ ઋષિનો બોલ છે. ઋષિ એટલે દ્રષ્ટા અને તેમાં વળી પરમઋષિનો બોલ તો વધારે શ્રદ્ધેય. આથી આ શાસ્ત્ર મૂળમાં પરમઋષિ કપિલનું એવું હોઇને એની કલ્યાણકારિણી શક્તિમાં અવિશ્વાસ રાખવાનું કારણ નથી. ઉપરાંત આ જ્ઞાન ગુહ્ય છે. એટલે હૃદયગુહામાં વસનારું છે એટલે કે સ્થૂલ બુદ્ધિવાળાને માટે દુર્બોધ છે. એ જ્ઞાન માટે જ તો તમામ શાસ્ત્રો પ્રાણીઓની ઉત્પત્તિ, સ્થિતિ અને લયનું ચિંતન કરે છે! આવું છે આ ભદ્ર શાસ્ત્ર ॥ ૬૯ ॥

* * *

(૭૦)

આ શંકા અહીં નીપજે, જે પરમ ઋષિએ સાક્ષાત્ કહ્યું હોય તેમાં તો અમે શ્રદ્ધા મૂકીએ પણ ઇતરકૃષ્ણના બોલમાં કેવી રીતે વિશ્વાસ મૂકાય? આથી કહે છેઃ–

**एतत् पवित्रं अग्र्यं मुनिः आसुरयेऽनुकंपयाप्रददौ ।**
**आसुरिरपि पञ्चशिखाय तेन च बहुधाकृतं तन्त्रम् ॥ ७० ॥**

આ પવિત્ર અને મુખ્ય શાસ્ત્ર કપિલ મુનિએ દયાને લઈને આસુરિને આપ્યું. આસુરિએ તેના શિષ્ય પંચશિખને આપ્યું, અને તે પંચશિખાચાર્યે આ શાસ્ત્ર વિસ્તાર્યું

અર્થાત્ આ શાસ્ત્ર પવિત્ર છે એટલે કે ઉત્તમ છે બધુ ઉગમના દુઃખો ॥ ના રૂપ પાપમાંથી પવિત્ર કરનારુ હોવાથી એ પવિત્ર છે ઉપરાન્ત તમામ પવિત્ર ગ્રંથો પાસે મુખ્ય છે અને જ્ઞાન પણ તો અનુભવથી જ થાય? જ્ઞાનાન જેવી કઈ કઈ? ॥ ૭૦ ॥

અને એ ગુરુ શિષ્યની પરંપરાએ આ શાસ્ત્ર શ્રી ઈશ્વરકૃષ્ણને મળ્યુ છે એનો ઉલ્લેખ કરતા જણાવે છે કે–

**शिष्यपरपरयागतमीश्वर कृष्णेन चैतदार्याभिः ।**
**संक्षिप्तमार्यमतिना सम्यक् विज्ञाय सिद्धान्तम् ॥ ७१॥**

આમ શિષ્ય પ્રશિષ્યની પરંપરાએ મળેલા આ શાસ્ત્રને આચાર્યોમાં આર્યમતિ ઈશ્વરકૃષ્ણે સિદ્ધાંતનો ઠીકઠીક અનુભવ કરી સંક્ષિપ્ત કર્યું છે

અર્થાત્ આ શાસ્ત્ર ગુરુમુખી છે આથી એનુ રહસ્ય અવિચ્છિન્નપણે જળવવામાં આવ્યુ છે ઉપરાંત સાઠ અધ્યાયના એ મહાશાસ્ત્રને ઈશ્વરકૃષ્ણે જનતાના કલ્યાણ માટે સંક્ષિપ્ત કર્યું છે સાઠ અધ્યાય કંઠસ્થ કરવા મુશ્કેલ. ગીતિર બોલીને મનન પુરુષથી મોઢે રખાય! અને સંક્ષેપ કરનાર ઈશ્વરકૃષ્ણ આર્યમતિ છે આર્ય એટલે અતત્ત્વાત્ આરાત્ યાતા–અતત્ત્વથી દૂર રહેલી. આવી એટલે કે તત્ત્વમાં રહેલી મતિવાળા છે અને એવી એ મતિ પુરુષે સિદ્ધાન્તને વિજ્ઞાય એટલે કે ઠીક ઠીક જાણીને એટલે કે એનો અનુભવ કરીને ન્યૂન કર્યું છે અને અનુભવમાં તો સત્ય જ હોય। ॥ ૭૧ ॥

ઉપરાન્ત એ સંક્ષિપ્ત કર્યું છે એટલે એ શાસ્ત્ર નથી એમ કોઈ ન માનો એ બતાવવા શાસ્ત્રની પરિ ભાષા કરે છે–

**सप्तत्यां किलयेऽर्था. तेऽर्था कृत्स्नस्य षष्ठीतन्त्रस्य ।**
**आख्यायिकाविरहिता. परवादविवर्जितश्चापि ॥ ७२ ॥**

॥ સિત્તેર કારિકામાં જે અર્થો છે તે સમગ્ર ષષ્ટીતંત્રના અર્થો છે ફક્ત એમ તેની આખ્યાયિકાઓ અને પરવાદને જતા છોડી દીધા છે

અર્થાત્ આ કારિકા સંપૂર્ણ શાસ્ત્ર છે એક પ્રકરણ નથી. એક પ્રયોજનને લક્ષ્યમાં રાખી, સમગ્ર અર્થનું પ્રતિપાદન કરનાર તે શાસ્ત્ર તેના એકાદ વિષયનુ વિવેચન તે પ્રકરણગ્રંથ કહેવાય. પણ આ પ્રકરણગ્રંથ નથી. સમગ્ર શાસ્ત્ર છે સાઠ અધ્યાયના ષષ્ટીતંત્રમાં જે કાંઈ કહ્યુ છે તે આટલામાં પૂર્ણપણે અંકિત છે

માટે આ શાસ્ત્ર, શાસ્ત્રના સમગ્ર અર્થનું પ્રતિપાદન કરનારું છે. ફક્ત એમાં પ તંત્રમાં આવતી આખ્યાયિકાઓ તથા બીજા મતવાદીઓના મતનું ખંડન કરન વાદવિવાદો છોડી દેવામાં આવ્યા છે. ’

અને પ્રિય! આમ આજના ગુરુવારના ગુરુદિનવારે, ગુરુદેવ અને પરમગુરુ પરમાત્માની અસીમ કરુણાથી આ સાંખ્યસપ્તતિની આપણે પણ પૂરી થયે માનીએ. આમાં જે કાંઇ સારું હોય તે પૂર્વાચાર્યોનું છે. ગુરુદેવનું છે. જો કાં 'સમાવિછિદ્ર હોય તો તે આ ક્ષુદ્ર જીવનું જાણજો. મારે મન તો આ સૌમાં વસે- ભગવાન શ્રી નન્દકિશોરની તાગદ્વાગ વાઙ્મયી પૂજા છે એ પૂજા તે સ્વીકારો અ રાખો રહો એટલી પ્રાર્થના વ્હાલાના વ્હાલની આ પ્રમાદી સમજું છું ॐ તત્સત

મુંબઈ
તા. ૨૨-૧૨-૫૫